# નૈવેદ્ય

## ( કવિ રવીન્દ્રનાથની ગાથા )

બંગાળીમાંથી

અનુવાદ કરનાર

**નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ**

'પાટીદાર'મન્દિર, આણંદ

બીજી આવૃત્તિ

૧૯૮૫

**કિંમત આઠ આના**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

પહેલી આવૃત્તિ છપાયા પછી છ છ વર્ષે પણ તેમાં કશોય ફેરફાર કરવાનું સૂઝ્યું નથી.

પાટીદાર મન્દિર, આણંદ
વિજયાદશમી, ૧૯૮૫

અનુવાદક

પહેલી આવૃત્તિ, શાન્તિનિકેતન, ૧૯૭૯ : ૫૦૦, કિં. બાર આના
બીજી આવૃત્તિ, આણંદ, ૧૯૮૫ : ૧૦૦૦, કિં. આઠ આના

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ પટેલે,
નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલને માટે છાપ્યું.
તા. ૧૨ : ૧૦ : '૨૯.

# ભૂમિકા

સૂરજ ઉગ્યા પછી કૂકડો બોલે તો ય શું, ના બોલે તો ય શું? કૂકડો બોલતા પહેલાં કોયલે તો ક્યારના ય ટૌકા કરવા માંડ્યા છે ને ઉંઘતા જગતને જાહેર કરી દીધું છે કે વસન્તઋતુ બેઠી છે. રવીન્દ્રનાથ કવિ છે એ દેખાડવાનું હવે ના હોય; એમનાં ગાનથી જગત, ને મોડે મોડે ભારત પણ, જાગી ઉઠ્યું છે, જાણી ગયું છે કે એ પ્રથમ પંક્તિના કવિ છે. ભારતના નવા જુગની કોયલ છે.

એમની ભાવનાઓ કેવી ગભીર, વિશાળ ને ગગનગામી છે એનો પાર તો એમની સમસ્ત વાણીનો પરિચય પામ્યે જ પમાય. પણ આ ગાનો કઇ ભાવનાએ પ્રેરાયાં છે તેની ઝાંખી રેખાઓ અહીં દોરવાનો આપણે પ્રયત્ન કરીશું.

આ ગાનોને એમણે ગ્રન્થરૂપે બંગાળી સંવત્ ૧૩૦૮ના (વિક્રમ સંવત્ ૧૯૫૮ના) અષાઢ માસમાં પ્રકટ કર્યાં અને પોતાના પિતાશ્રીને — મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરને — અર્પણ કર્યાં. એ જ વર્ષના પોષ માસમાં એમણે પિતાના શાન્તિનિકેતન આશ્રમમાં પોતાની ભાવનાએ બાળકોને કેળવી મનુષ્ય બનાવવા માટે બ્રહ્મચર્યાશ્રમ સ્થાપી દીધો હતો. એ જ વર્ષમાં બંકિમબાબુનું બંધ પડેલું 'બંગદર્શન' નામે માસિક પત્ર એમને બોજે મુકાયું ને પછીથી પ્રભાવ પામ્યું. એ સમયે એ ૪૧ વર્ષના હતા.

એ એમના જીવનનો સંક્રાન્તકાળ હતો: તર્કપ્રદેશમાંથી શ્રદ્ધાપ્રદેશમાં, સૌન્દર્યલોકમાંથી ભક્તિલોકમાં, પ્રકૃતિમાંથી પ્રભુમાં, મધુરતામાંથી ગભીરતામાં પગલાં માંડતા હતા. જે કુટુમ્બે મહર્ષિ જેવા ભક્ત, રાજા શૌરેન્દ્રનાથ તથા મહારાજા યતીન્દ્રનાથ જેવા ગાનના અને અવનીદ્રનાથ તથા ગગનેન્દ્રનાથ જેવા ચિત્રના કલાધર સંસારને આપ્યા છે, તે

કુટુમ્બ એક મહાકવિને પોતાના ગર્ભમાં પોષે છે એમ તે કાળે કોઇ કોઇ વિચક્ષણ દ્રષ્ટાઓ જોઇ શકયા હતા.

સરકારી શિક્ષાયંત્રમાં સદ્ભાગ્યે ના પીલાતાં પિતા મહર્ષિની ભક્તિરસભરી પાઠશાળામાં એ ઉછર્યા, હિમાલયનાં ગમ્ભીર ને ગગનગામી શિખરો ઉપર તથા વિશાળ સલિલસુન્દર પદ્માનદીને કાંઠે પ્રકૃતિદેવી સાથે જોગ પામ્યા. પ્રાચીન તપોવનનો પ્રસાદ પામ્યા. મહર્ષિની ભક્તિએ એમના હૃદયમાં સંચાર કર્યો. એકાન્ત સાધવા લાગ્યા, સાધના સાધવા લાગ્યા. ભગવાન્ બુદ્ધની પેઠે એ પણ એ કાળે બોધ પામ્યા, પ્રભુમાં શ્રદ્ધા પામ્યા, પ્રભુભક્ત થઇ રહ્યા. આ સૌ કાવ્યોમાં આપણને ભક્તવાણીનો અનુભવ થાય છે.

એમની ભક્તિમાં ઉન્માદ નથી, ભાવાવેશ નથી; ગભીરતા છે, શાન્તરસ છે. અને છતાંયે પ્રભુ સાથે જોગ જોગવવા એટલા આતુર, વિહ્વલ બની જાય છે કે પોતાને દોરી જવાને પ્રભુને વારવાર પ્રાર્થના કરે છે; પોતાની નિર્બળતા સ્વીકારીને એ નિર્બળતા ગાળી દેવા, પોતાના હિમ જેવા શીતળ હૃદયને તપાવી ઓગાળી દેવા, સુતા હૃદયને કઠણ દંડપ્રહારે જગાવવા, પોતાના સુકા ઉપવનને ખીલવવા વારવાર પ્રાર્થના કરે છે.

પ્રભુમાં એમને અગાધ શ્રદ્ધા છે અને તેથી પોતાનું સર્વસ્વ જીવન પ્રભુને ચરણે સોંપે છે, એથી જ એ કદી નિરાશ થતા નથી, કદી વ્યર્થ આંસુ ખેરતા નથી; સદા આશાનાં, આનન્દનાં, નિર્ભયતાનાં ગાન ગાતા ફરે છે. 'હું પ્રભુનો, પ્રભુ મારો, તો મારે પછી બાકી શું?' એ એમનો મહામંત્ર જ્યાં ત્યાં તરી આવે છે.

પણ ભક્તિ કરવાને, સાધના સાધવાને માટે સંસાર ત્યજવાની એ સાફ ના પાડે છે. પ્રભુએ પોતે સંસાર ત્યજ્યો નથી; આકાશના તારામાં, ઘાસનાં તરણાંમાં, વનનાં ફૂલમાં, કઠણ પર્વતમાં, કોમળ જળમાં, સંસારમાં સર્વત્ર

પ્રભુ આનન્દે રમી રહ્યો છે. પ્રભુની એ સૌ સામગ્રીમાં નિર્દોષ આનન્દ લેવો અને તેમાં પ્રભુનાં દર્શન પામવાં, પ્રભુને આપણા ઘરમાં આવવાનાં અને પ્રભુ પાસે જવાનાં બધાં બારણાં ખુલ્લાં રાખવાં, જગતના મિથ્યા કોલાહલ વચ્ચે પણ — મોહતિરસ્કાર, નિંદાપ્રશંસા, આદિ ઉપાધિઓ વચ્ચે પણ — પ્રભુજોગનાં સૌ બારણાં ખુલ્લાં રાખવાં એ સાધનાનો માર્ગ છે એવી એમને શ્રદ્ધા છે: ઉપાધિને અટકાવવા બારણાં બંધ કર્યે વખતે પ્રભુજોગના માર્ગ પણ બંધ થઇ જવાનો ભય છે.

એમ સંસારમાં રહીને પ્રભુજોગની સાધના સાધવી, કાંઠાના લોકની સેવા કરતી કરતી નદી જેમ સાગર તરફ ધાય છે એમ સંસારની સેવા કરતે કરતે પ્રભુને પામવો એ એમનો ધર્મ છે. સંસારમાં પ્રભુને અનુભવવો, જગતમાં સર્વત્ર પ્રભુનાં દર્શન કરવાં, પ્રભુની ઇચ્છાને આધીન રહી સંસારકાર્ય કર્યે જવાં એને એ સત્યધર્મ માને છે.

અને એ ધર્મજીવન જીવતે જીવતે મૃત્યુ થાય, તેમાં ય એમને તો આનન્દ છે. 'હું પ્રભુનો ને પ્રભુ મારો' એમ માનનારને ભય શો? મા ભૈઃ એ એમનો નિર્ભયમંત્ર છે. જન્મમરણ તો અનન્તનાં પગલાં છે, એ એમનું જ્ઞાન છે. એક તીર્થની જાત્રા પૂરી થયે બીજે તીર્થે જવા એ સદા તૈયાર જ છે. ભારતની ને બંગાળની માટી એમને પ્રિય છે, પણ તેથી યે વધારે પ્રભુનો જે આદેશ તે પુરો કરવાને માટે મૃત્યુને આમંત્રણ પણ કરે છે. આથી મૃત્યુ એમને મન સહજ ઘટના છે ને તેથી તો સ્વજનને મૃત્યુસમયે પણ શાન્ત યમભજન ગાયા કરે છે, મૃત્યુમાં પ્રભુની પરિપૂર્ણતા દેખે છે.

આ પ્રકારનું ઉંચું જીવન પ્રાચીન તપોવનોના ઋષિમુનિઓ જીવતા, એની સાખ ઉપનિષદો પગલે પગલે પુરે

છે. કવિને ઉપનિષદોના જ્ઞાનનો ગંભીર અનુભવ છે અને એમાંથી એ અનેક પ્રેરણા પામ્યા છે, અનેક સન્દેશા પામ્યા છે. ભારત એ સન્દેશા પરિપૂર્ણ કરે, જગત આગળ પ્રકટ કરે, એટલા માટે દેશજનોને જગાવે છે, ગાનો લલકારે છે. ભારતે એકવાર જગત સમીપ જે અતિઉચ્ચ ભાવનાઓ મુકી હતી તેની ગાથા ગાય છે. એ ભાવના ભૂલ્યા,---પ્રભુ સાથેનો, વિશ્વ સાથેનો, સંસાર સાથેનો, પ્રકૃતિ સાથેનો, બહારના સૌ સાથેનો જોગ તોડી અન્ધારા ખૂણામાં, દેશના ખૂણામાં, નાતજાતના ખૂણામાં ભરાઇ પડ્યા. માટે આપણી આ અધમ દશા: પ્રભુના જ્ઞાનનાં, પવિત્ર જ્ઞાનનાં પુસ્તકોને બાંધી અંધારા ખૂણામાં નાખી મુક્યાં, વિચાર છોડી જડ આચારમાં રમી રહ્યા, માટે આપણી આ દશા; બ્રાહ્મણ બીજાને અધમ માની એનું ખાય નહિ, પોતાને હાથે રાંધી ખાવામાં પવિત્રતા માને, તેથી તો આજે એ સૌનો દાસ - રસોઇઓ - થઇ પડ્યો; એમ આપણે સૌ પરઘરનાને અધમ માની તરછોડ્યા, ઘરનાને અસ્પૃશ્ય કરી તરછોડ્યા, માટે આજે આપણે જગતના દાસ થઇ પડ્યા, જગતને પગે માથું નમાવતા થઇ પડ્યા, લોકોની ગાળો ઉઠાવતા થઇ પડ્યા. કવિ આપણને આ સ્થિતિનું બરાબર ભાન કરાવે છે, ચાબકા મારીને ભાન કરાવે છે અને પ્રભુને પ્રાર્થે છે કે આ દીનદેશને તારો હાથ આપીને ઉપાડ, પ્રહાર કરીને પણ જગાવ.

આ દીનદુઃખી ભારતદેશ માટે એમને કેવી શ્રદ્ધા છે, એ એમનાં અનેક કાવ્યમાં જોઇ શકાય છે. ભારતમાં અને બંગાળમાં ઘેરઘેર ગવાતાં એમનાં અનેક ગાન ઉપરથી જોઇ શકાય છે કે ભારતનાં માટી, જળ, વન આકાશ, આદિ જડ વસ્તુઓ પણ એમને કેવી પ્રિય છે. પણ શરીર ઉપર આત્મા મોટો છે તેમ દેશ ઉપર વિશ્વ મોટું છે. એટલા માટે પ્રભુ સાથે જોગ સાધવા માટે દેશને વળગી ના રહેતાં વિશ્વ સાથે જોગ જોગવવો જોઇએ એ ભાવના એમના આત્મા સમીપ તરતી રહે છે. વિગ્રહથી થાકીને લોથ થઇ ગએલી યુરોપઅમેરિકાની પ્રજાને

ભારતભાવનાથી આશ્વાસન આપીને આ વારે એ પાછા ઘેર આવ્યા, ત્યાર પછી થોડે જ દિવસે — ૧૯૭૭ના અષાઢ માસમાં એક સંધ્યાએ આશ્રમ બહારના એક રસ્તા ઉપર એમની સાથે હું તથા આશ્રમનો એક અતિથિ વાત કરતા ફરતા હતા. આ જ વિષયની વાત ચાલતી હતી. "'શત્રુ ઉપર પણ ભાઇ જેટલો સ્નેહ કર,' એમાં ગૂઢ ભાવ છે. ભાઇ ઉપરનો સ્નેહ એ સ્વાભાવિક છે, અને તેથી સ્નેહનો એ માનદંડ છે અને તે જ માપે શત્રુ ઉપર પણ સ્નેહ રાખવો એવું વિધાન છે. ભાઇ ઉપરના સ્નેહની ભાવના એમાંથી ઉડાવી લેઇએ, તો સ્નેહનું માપ ઉડી જાય. ભારત તો મને પ્રિય છે જ, પણ વિશ્વ પણ એટલું જ પ્રિય છે: એ જ સ્નેહની સાચી ભાવના છે ને એ જ ભાવનાને માર્ગે પ્રભુ સાથે જોગ સાધી શકાય." આ વાક્યો બોલતી વેળાએ એમના મોં ઉપર ભારતસ્નેહની ને વિશ્વ-સ્નેહની જે ભાવના તરી ઉઠતી હતી તે કદી યે વિસરી શકીશ નહિ. ભારતની માટીને પોતાનો દેહ માને છે, ભારતની પ્રકૃતિને પોતાનાં વસ્ત્ર માને છે, ભારતનાં ઉપનિષદ્‌ને પોતાનો આત્મા માને છે, વિશ્વસમસ્તને પોતાનો સંસાર માને છે.

અને એ વિશ્વ સાથે જોગ જાગવવાને એમણે અહીં શાન્તિનિકેતનમાં વિશ્વભારતીનું મન્દિર સ્થાપ્યું છે. જગતની ઉંચી ભાવનાએ પ્રેરાએલા ભક્તજનો અહીં આવી રહે, જુદી જુદી પ્રજાઓની ભાવનાઓનો અભ્યાસ કરે, સંસારની ક્ષુદ્ર ક્ષુદ્ર કામનાઓવાસનાઓ ઉપર વિશ્વભાવનાઓ તરી ઉઠે, પ્રજાઓમાં સહાનુભૂતિ થાય અને સૌ સાથે સૌનો જોગ સધાય એ ઉદ્દેશથી આ મન્દિર એમણે સ્થાપ્યું છે.

અને છતાં યે પશ્ચિમની ક્ષુદ્ર લોભવાસનાઓથી અને રાજ્યવાસનાઓથી ભારતને ચેતાવી દે છે. પશ્ચિમની સભ્યતા પાછળ અન્ધભાવે દોડતાં આપણને કાંડું પકડી ઉભા રાખે છે; પશ્ચિમની સભ્યતા દાનવપુત્રી છે એમ આંગળી કરી દેખાડે છે. 'ભારત, એ માર્ગે જતો ના, જતો ના, એ માર્ગ તારો ન હોય,' એમ હાથ હલાવીને વારે છે. વિદ્યાકળા એ તો

પ્રભુની છે ને તેથી પ્રભુનાં સૌની છે, માટે એ તો યુરોપે કે અમેરિકાએ કે ગમે તેણે સેવી હોય, તો ય તે સ્વીકારવાનું સૂચન કરે છે. જ્ઞાને તરાય, અજ્ઞાને ડુબાય; માટે જ્ઞાન તો ગમે ત્યાંથી લેવું એવો વિધિ આપે છે. પણ એ જ્ઞાનનો ઉપયોગ યુરોપની આજની સભ્યતાની ભાવનાએ કરવાનો નિષેધ કરે છે. પ્રાચીન ઉપનિષદ્‌ની આપણી મહાભાવનાએ સરળ જીવન જીવવાથી ના લાજતાં માથાનો મણિ માથે રાખી ચાલવાને ઉત્તેજે છે. ઉપનિષદ્‌ની આ ભાવના આપણી સમીપ તાદૃશ ખડી કરે છે, ત્યારે ઉપનિષદ્‌ના ઋષિ જેવા એ શુદ્ધ ભારતભક્તને — વિશ્વભક્તને ચરણે અનાયાસ જ માથું નમી પડે છે.

ખરેખર આ ટીકા ભારતના — વિશ્વના — નવપ્રભાતની કોયલના છે.

એ ભક્તવાણીનો રણકારો જેમ બને તેમ સાચવવાનો પ્રયત્ન આ અનુવાદમાં કર્યો છે, અને તેથી ઘણા શબ્દો મૂળમાંના રાખ્યા છે. બાર બાર વર્ષના દેશવટામાં ય જોઇ શક્યો છું કે કળામાં ને સાહિત્યમાં ગુજરાત ધપતો ગયો છે, રવીન્દ્રનાથની વાણી ઝીલતો ગયો છે; છતાં યે કોઇ કોઇને કઠણ લાગે એવા શબ્દોનો કોશ છેવટે આપ્યો છે

ગુજરાતના મિત્ર બની રહેલા બાબુ ખિતિમોહન સેનની સહાયતા અને પ્રોત્સાહન વિના આ અનુવાદ થઇ શકત નહિ, એક ભક્તમિત્રના પ્રોત્સાહન વિના આ અનુવાદ પ્રકટ થઇ શક્ત નહિ. મારા આ બન્ને મિત્રોનો એ રીતે ઋણી છું. એમનો ઉપકાર પ્રદર્શિત કર્યે કંઇ એ ઋણ ફેડી શકાય નહિ, છતાંય સંપ્રદાય પ્રમાણે અહીં તો ઉપકાર પ્રદર્શિત કરીને અટકું છું.

**શાન્તિનિકેતન,**
રામનવમી, ૧૯૭૯

**અનુવાદક**

# નૈવેદ્ય

૧

હે જીવનસ્વામી, પ્રતિદિન હું તારી સામે ઉભો રહીશ; હાથ જોડીને, હે ભુવનેશ્વર, તારી સામે ઉભો રહીશ.
તારા અપાર આકાશ નીચે વિજનમાં એકાન્તમાં નમ્ર હૃદયે આંસુભરી આંખે તારી સામે ઉભો રહીશ.
તારા આ વિચિત્ર ભવસંસારમાં કર્મસાગરને તટે સમસ્ત જગત્‌માનવની વચ્ચે તારી સામે ઉભો રહીશ.
તારા આ ભવમાં મારું કાજ જ્યારે સમાપ્ત થશે ત્યારે, અહો રાજરાજ, એકલો નીરવે તારી સામે ઉભો રહીશ.

---

અંગ્રેજી ગીતાંજલિ: ૭૬

મારા આ ઘરમાં તારે પોતાને હાથે ઘરદીવો પ્રગટ. તારો પ્રકાશ પામીને સૌ દુઃખશોક સાર્થક હો.

ખુણે ખુણે જે સૌ છુપાએલું અન્ધારું, તે સૌ ધન્ય થઇને મરો; તારા પુણ્યપ્રકાશમાં બેશીને પ્રિયજનમાં સ્નેહ કરું. મારા આ ઘરમાં તારે પોતાને હાથે ઘરદીવો પ્રગટ.

સ્પર્શમણિનો તારો જે દીવો તેની જ્યોત સ્થિર.[1] મારાં સૌ કાળાં કલંકને પલકમાં સોનું કરી દે. મારા આ ઘરમાં તારે પોતાને હાથે ઘરદીવો પ્રગટ.

હું તો જેટલા દીવા બાળું, તે સૌમાં માત્ર ઝાળ ને માત્ર મેશ.[1] મારા ઘરને બારણે ઉંશીકા તરફ તારાં કિરણ ઢોળ. મારા આ ઘરમાં તારે પોતાને હાથે ઘરદીવો પ્રગટ.

---

[1] બંગાળી ભાષામાં 'હો' ધાતુનાં રૂપોનો ઉપયોગ વિધેય ભાવમાં ભાગ્યે જ થાય છે, અને તેથી કોમળતાનો ભાવ તથા અનિશ્ચિત ભાવ સચવાઇ રહે છે. આપણી ગુજરાતી ભાષામાં પણ એવાં ઉદાહરણો લોકકથાઓમાં મળી આવે છે : "એક હતો કુંવર, એનું નામ સદેવંત; એની રાણીનું નામ શાવળીંગા." આમાં 'સદેવંત' તથા 'શાવળીંગા' પછી વિધેય ક્રિયાપદ 'હતું' મુકીએ, તો કથાનો કોમળ રસભાવ ઉડી જાય.

નૈવેદ્ય : ૩

રાત્રે સુતી વખતે મનમાં ધારી રાખું, અહો અન્તર્જામી, જે પ્રભાતમાં આંખ ઉઘડતાંજ તારાં દર્શન કરીશ.

જાગીને શુભ પ્રકાશમાં બેશી, તારે ચરણે હરખથી નમીને મનમાં ધારી રાખું, ઓ સ્વામી, જે દિવસનાં સૌ કર્મ તને સોંપીશ, અહો અન્તર્જામી.

દિવસનાં કર્મ સાધતાં સાધતાં પળે પળે મનમાં ધારૂં જે કર્મને અન્તે સન્ધ્યાવેળાએ તારી પાસે બેસીશ.

સન્ધ્યાવેળાએ ઘરમાં બેશીને ધારૂં જે તારા રાત્રિના વિરામસાગરમાં થાક્યા પ્રાણની ભાવના ને વેદના નીરવે ડુબી જશે, અહો અન્તર્જામી.

નૈવેદ્ય : ૪

જીવનકુંજમાં તારી રાગિણી વાગો, સદા વાગો; હૃદયપદ્મમાં તારું આસન દીપો, સદા દીપો.

તારા નન્દનગન્ધથી આનન્દિત સુન્દર ભુવનમાં ફરું; તારા પગની રજ ચોળી લીધે દેહ શોભો, સદા શોભો.

જીવનકુંજમાં તારી રાગિણી વાગો, સદા વાગો.

તારે મંગળમંત્રે સૌ વિદ્વેષ દૂર હો; તારા સંગીતને છન્દે હૃદયમાં ને બહાર માધુરી વિકાશો.

તારું નિર્મળ નીરવ આકાશવ્યાપ્યું હાસ્ય જોઉં; તારા ગૌરવથી સૌ ગર્વ લાજો, સદા લાજો.

જીવનકુંજમાં તારી રાગિણી વાગો, સદા વાગો.

## નૈવેદ્ય : ૫

મારું આ હૃદયદ્વાર કદી બંધ રહે, તો એ ભાંગીને તું મારા પ્રાણમાં પેસજે, પાછો ના જતો, પ્રભુ.

કોઇ દિન આ વીણાને તારે તારું પ્રિય નામ ઝણકે નહિ, તો દયા કરીને પળેક ઉભો રહેજે, પાછો ના જતો, પ્રભુ.

તારી હાંકથી મારું નિદ્રાઘેન ભાગે નહિ, તો વજ્રવેદના વડે મને જગાડજે, પાછો ના જતો, પ્રભુ.

કોઇ દિન તારે આસને બીજા કોઇને જતન કરી બેસાડું તોય, નિત્ય કાળના હે રાજા મારા, પાછો ના જતો, પ્રભુ.

સંસાર જે વારે મન ખેંચી લે, પ્રાણ જ્યારે જાગે ના, ત્યારેય, નાથ, તને પ્રણમીને તારાં ગીત ગાતો બેસું.

શૂન્યમનની મારી વૃથા ભેટ, ફૂલ વિનાની પૂજાસામગ્રી, ભક્તિ વિનાનો સુર એ સૌ, હે અંતર્યામી, ક્ષમા કર.

સંસાર જે વારે મન ખેંચી લે, પ્રાણ જ્યારે જાગે ના.

શુષ્ક કંઠે તારું નામ પોકારું, ગાઢ પ્રેમની સરસ વર્ષા જાણે મનમાં ઉતરી આવે એવી પ્રાણ-પણે આશ ધરું.

એકદિન ઓચિન્તો તારે હાથે તું પોતે અમૃત વડે ભરી દેશે એ ભરોંસે શૂન્ય હૃદય તારે ચરણે સમર્પી દેઉં.

સંસાર જે વારે મન ખેંચી લે, પ્રાણ જ્યારે જાગે ના.

નૈવેદ્ય : ૭

જીવનમાં દિવસરાત જે સૌ આનન્દ પામ્યો છું, તે સૌની વચ્ચે તને આજે સમરીશ, જીવનનાથ.

જે દિન તારા જગત્‌ને નિરખીને હરખથી પ્રાણ પુલકી ઉઠ્યો છે, તે દિન તારો દૃષ્ટિપાત મારાં નયનમાં થયો છે.

સૌ આનંદ વચ્ચે તને સમરીશ, જીવનનાથ.

તારે પોતાને હાથે — સ્વાદે ગન્ધે ને ગાને — બહારથી અન્તરની મહીં તું વારંવાર સ્પર્શ કરે છે.

પિતા, માતા, ભાઈ, પ્રિય પરિવાર, મારા મિત્ર, પુત્ર, એ સૌ સાથે તું મારા હૃદયમાં પ્રવેશીને મારી સાથે રહે છે.

સૌ આનંદ વચ્ચે તને સમરીશ, જીવનનાથ.

## નૈવેદ્ય : ૮

છન્દને બન્ધને કરીને કાવ્યની કથા જેમ બન્ધાઈ પડે, સાધનાએ કરીને તેમ તને પ્રાણમાં બાંધી રાખીશ.

મારા હૃદયની સીમાને કમ્પાવી તારો અસીમ મહિમા વાગી ઉઠશે ને ચિત્રવિચિત્ર આનન્દરૂપે જીવનમાં આવી[1] ઉતરશે.

છન્દને બન્ધને કાવ્યની કથા જેમ બન્ધાઇ પડે.

દિનનાં મારાં તુચ્છ કર્મને તું ગૌરવ દેશે; મારા તનને અણુએ અણુએ તારી પ્રતિમા રહેશે.

સૌ પ્રેમની, સૌ સ્નેહની મહીં મારા હૃદયરાજાને આસન સોંપીશ, તારા અસીમ ભુવનમાં રહ્યે છતે તું મારા ભવનમાં રહેશે.

છન્દને બન્ધને કરીને કાવ્યની કથા જેમ બન્ધાઇ પડે.

---

[1] મૂળમાં 'ઝહવા દેશે.'

નૈવેદ્ય : ૯

ના જાણ્યેય મેં તને જાણ્યો છે, કેવી રીતે એ કંઇ જાણું ના. અર્થનો અંત પામું ના, તોય તારી વાણી સમજ્યો છું.

નિશ્વાસ મુકતાં ને આંખનો પલકારો મારતાં, ચેતનાએ વેદનાએ ભાવનાએ આઘાતે કોઇક આખા શરીરમાં ને મનમાં તારા સમાચાર આણી દે છે.

ના જાણ્યેય મેં તને જાણ્યો છે, કેવી રીતે એ કંઇ જાણું ના.

હૃદયની મહીં વિશ્વની તારી રાજધાની જ્યારે જોઇ, ત્યારે પલકમાં એ વાત પામ્યો, જે તારૂં રાજત્વ લોકલોકાન્તરમાં.

ના જાણ્યેય મેં તને જાણ્યો છે, કેવી રીતે એ કંઇ જાણું ના.

ગાઢ એકાન્તમાં મારા પોતાના ચિત્તમાં તને જ્યાં જાણવા પામ્યો, ત્યાં ભાષા હારી ગઇ માની સૌય સ્થિર ને અવાક્!

ના જાણ્યેય મેં તને જાણ્યો છે, કેવી રીતે એ કંઇ જાણું ના.

નૈવેદ્ય : ૧૦

જેઓ પાસે છે તે ભલે પાસે રહો; એ તો જાણવા પામે ના, જે એમનાથીયે તું મારા હૃદયમાં વધારે પાસે છે.

જેઓ કથા બોલે તે ભલે બોલો, કોઈને વિમુખ કરું ના; એ જાણે ના, જે તારી અકથિત વાણીથી મારો પ્રાણ ભર્યો છે.

મારા નીરવ હૃદયમાં નિત્ય નીરવે તું રહ્યો છે.

તારે માટે કોઈને, હે પ્રભુ, માર્ગ છોડવાનું કદી કહીશ નહિ. જે કંઇ સ્નેહ તે સૌ મને તારા તરફ ખેંચતો રહેશે. સૌના પ્રેમમાં તારો પ્રેમ મારા હૃદયમાં રહેશે.

સૌની સાથે તારું બંધન જાણે જોઉં, એ મારી સાધના; સૌની સંગે તારી આરાધના મનમાં જાણે આણવા પામું. સૌના મિલનમાં તારું મિલન મારા હૃદયમાં જાગશે.

## નૈવેદ્ય : ૧૧

અંધારે ઢંકાએલ ઘાડો સંશય વિશ્વનો ગ્રાસ કરે છે, પણ તેની જ અંદર સંશયાતીત વિશ્વાસ વસે છે.

વાક્યની ઝડ, તર્કની ધૂળ, અંધબુદ્ધિ એ સૌ આકુળ થઈને પાછી ફરે છે; પણ વિશ્વાસ તો પોતાની અંદર જ વસે છે, એને કશો ત્રાસ નથી.

સંસારમાર્ગમાં સેંકડો સંકટ વંટોળીએ ચઢયાં છે; પણ તેની જ વચગાળે અમર તરૂચ્છાયામાં અચળ શાન્તિ છે.

કેટકેટલાં વિષબાણ, નિન્દા ને ક્ષતિ, મૃત્યુ ને વિરહ રાતદિન ઉડયે જાય છે; પણ સ્થિર યોગાસને નિત્ય જે આનંદ, તેનો નાશ નથી.

નૈવેદ્ય : ૧૨

જળને ખોળે સહજે જે વિમળ કમળ આનંદે ફુટી રહે, તેને ધૂળધૂળમાં આળોટીને એમ પુછતું ફરવું ના પડે, જે મારૂં ઘર ક્યાં?

તેવી જ રીતે સહજ આનંદે હરખાઇને તારામાં નિમગ્ન ચિત્તે રહીશ; શતદળ પૂજાપદ્મ સૌ સંશય તોડીને એની મેળે વિકાશ પામશે.

ક્યાં છે તું, એમ કહી તારો માર્ગ કદી શોધીશ નહિ, કોઇ પ્રવાસીને પુછીશ પણ નહિ; ગમે ત્યારે ને ગમે તે દિશાયે ફરીશ તોય, પ્રભુ, તારીજ અંદર ભમીશ ફરીશ.

તારે આકાશભવને ચાલીશ, ત્યારે શરીરે આનંદપ્રવાહ લાગશે; તારો પવન સખાની પેઠે સ્નેહ વડે છાતીએ વહી આવશે.

નૈવેદ્ય : ૧૩

સૌ ગર્વ છોડી દેઇશ, પણ તારો ગર્વ છોડીશ નહિ; જ્યારે તારા પગની રજ પામીશ, ત્યારે એ વાત સૌને બોલાવીને કહીશ.

તારૂં નોતરૂં આવશે, ત્યારે એ વાત શી રીતે ઢાંકી રાખીશ? સૌ વાક્યોએ, સૌ કર્મોએ તારી આરાધના પ્રકાશ પામશે.

સૌ ગર્વ છોડી દેઇશ, પણ તારો ગર્વ છોડીશ નહિ.

જે કાજે જેટલું માન પામ્યો છું, તે સૌ તે દિવસે દૂર થઇ જશે; માત્ર તારૂં માન મારે દેહે ને મને એકસુરે વાગી ઉઠશે.

ભવસંસારની બારીને ઉમરે જ્યારે અન્યમનો થઇ બેશી રહીશ, ત્યારે મારા મ્હોંના ભાવ ઉપરથી તારી વાત માર્ગનો જે પ્રવાસી તેય જોઇ જશે.

સૌ ગર્વ છોડી દેઇશ, પણ તારો ગર્વ છોડીશ નહિ.

મારા પ્રાણ અને મન લેઇ તારા અસીમમાં ગમે એટલો દૂર જાઉં, પણ ક્યાંય દુઃખ નહિ, મૃત્યુ નહિ, વિજોગ નહિ.

તારા થકી પરો થઇને મારા પોતાના ઉપર નજર રાખું, તો જ મૃત્યુ એ મૃત્યુ અને દુઃખ એ દુઃખનો કુવો.

હે પૂર્ણપ્રભુ, તારે ચરણે જે કંઇ છે તે સૌ તો છેજ, નથી માત્ર ભય; ભય તો માત્ર મારો જ છે, ને તેથી જ રાત દહાડો રોઉં છું.

તારા સ્વરૂપને જીવનની મહીં જો રાખવા પામું, તો પલક એકમાં અંતર્ગ્લાનિને સંસારભારને ચુરો કરી ક્યાંય ફેંકી દેઇ શકું.

## નૈવેદ્ય : ૧૫

અન્ધારૂં થતાં રજનીના દીવા મેં જેટલા પ્રકટ્યા હતા તે બુઝાવ, મારા મન, સૌ બારણાં ખોલી દેઇને આજે બુઝાવી દે.

આજ મારા ઘરમાં કોણ જાણે ક્યારે સૂરજને કિરણે પ્રભાત કરી દીધું છે; માટીનાં કોડીઆંનું કંઇ પ્રયોજન નથી, ધૂળમાં ધૂળ ભળી જાઓ.

રે મન, સૌ બારણાં ખોલીને રજનીના દીવા બુઝાવ.

રાખ રાખ, તુટી વીણાને તારે આજ સુર ઉપાડ ના; રે મન, બહારને બારણે આવીને તું પોતે નીરવ ઉભું રહે.

સાંભળ, આજ પ્રભાતે સૌ આકાશ સૌ પ્રકાશ સૌ વાયુ તારાં થઇને વિરાટ્ કંઠ ખોલીને સંગીત ગાય છે.

બુઝાવ, રે મન, સૌ બારણાં ખોલીને રજનીના દીવા બુઝાવ.

## નૈવેદ્ય : ૧૬

પ્રભુને ચરણે ભક્ત જીવન સમર્પણ કરે છે; અરે દીન, હાથ જોડીને તું એ જોઈ લે.

મિલનની ધારા ઝરી પડે છે, અમૃતની લહેર વહી છૂટે છે; ભોંય ઉપર માથું રાખીને એ શુભ આશિષની ધારા ઝીલી લે.

પ્રભુને ચરણે ભક્ત જીવન સમર્પણ કરે છે.

તેમના ઉદાર લલાટદેશમાં એ જે પ્રકાશ પડે છે, એમાંનું એક જ કિરણ ત્યાંથી આવીને માથા ઉપર પડો.

ચારે બાજુએ એમનો શાન્તિસાગર સ્થિર થઈને ચરાચરને ભરી રહ્યો છે, તેને તીરે પળેક વાર મનને શાન્ત કરીને ઉભો રહે.

પ્રભુને ચરણે ભક્ત જીવન સમર્પણ કરે છે.

જે કંઇ થોડું લેઇ રહું તેજ મારૂં, બાકીનું જે જાય તે ભલે જાય; રજેક જો ખોવાય તો એને માટે પ્રાણ હાયહાય કરે.

નદીના તટની પેઠે પ્રવાહને માત્ર વૃથા આંતરી રાખવા ઇચ્છું; પણ મોજાં છાતીમાં આઘાત કરીને એકે એકે ક્યાંય દોડી જાય.

જે કંઇ થોડું લેઇ રહું તેજ મારૂં, બાકીનું જે જાય તે ભલે જાય.

જે ચાલ્યું જાય ને વળી જે કંઇ રહે તે સૌ જો તને સોંપી દેઉં તો એનો ક્ષય નહિ, તારા મહામહિમાએ કરીને એ સૌય જાગતું રહે.

તારામાં કેટકેટલા શશિરવિ રહ્યા છે, કદી એમાંથી એક પરમાણુ પણ ખોવાતો નથી; ત્યારે તારે ચરણે મારૂં ક્ષુદ્ર ખોવાયું ધન શું નહિ રહે?

જે કંઇ થોડું લેઇ રહું તે જ મારૂં, બાકીનું જે જાય તે ભલે જાય.

નૈવેદ્ય : ૧૮

તેં આજે મારે બારણે મૃત્યુનો દૂત પાઠવ્યો; તારું નોતરું લેઈને એ પેલે પારથી આ પાર આવ્યો.

આજે આ રાત તિમિરથી અંધારી છે, મારું હૃદય ભયભારથી આકુળ છે; તોય હાથમાં દીવો લેઈને બારણું ઉઘાડીશ ને એને નમીને વધાવીશ.

તેં આજે મારે બારણે મૃત્યુનો દૂત પાઠવ્યો.

આંસુભરી વ્યાકુળ આંખે હાથ જોડીને એને પૂજીશ ; એને ચરણે પ્રાણધન સોંપીને એને પૂજીશ.

તારી આજ્ઞા પાળી મારું પ્રભાત અંધારું કરી દેઈ એ ચાલ્યો જશે, શૂન્ય ઘરમાં બેશીને તારે ચરણે મારી જાતને સોંપીશ.

તેં આજે મારે બારણે મૃત્યુનો દૂત પાઠવ્યો.

નૈવેદ્ય : ૧૯

તારી સુમધુર ગાથા રોજરોજ ગાઇશ; તું મને કથા દે, તું મને સુર દે.

જો તું પ્રફુલ્લ કમળાસને મારા મનમાં રહે, જો તું મારો પ્રાણ તારા પ્રેમથી ભરપૂર કરી દે—

તારી સુમધુર ગાથા રોજરોજ ગાઇશ.

જો તું મારી પાસે રહીને ગાન સાંભળે, જો તારી ઉદાર આંખ સુધા દે;

જો તું દુઃખ ઉપર સ્નેહભર્યો હાથ રાખે, જો તું સુખમાંથી દંભ દૂર કરે—

તારી સુમધુર ગાથા રોજરોજ ગાઇશ.

જેને તું તારી પતાકા દે છે, તેને તું એ વહેવાની શક્તિ પણ દે છે. તારી સેવાનો મહાપ્રયાસ સહેવાની ભક્તિ દે છે. તેથી જ હું પ્રાણ ભરીને દુઃખની સાથે દુઃખની મુક્તિ ચાહું, તારે હાથે થએલું જે વેદનાનું દાન તે તરછોડીને મુક્તિ ચાહું ના. દુઃખ મારા માથાનું માણેક થાય, જો સાથે તું ભક્તિ આપે તો.

જો તને ભૂલવા તું ના દે, અંતરને જો જાળજંજાળમાં જડાવા ના દે, તો તો દેવું હોય એટલું કાજ દેજે. ખુશીમાં આવે એટલે બન્ધે મને બાંધજે, પણ તારી તરફ મને છુટો રાખજે. તારા ચરણની ધૂળથી મને પવિત્ર કરીને પછી ભલે ધૂળમાં રાખજે. સંસારતળમાં મને ભુલવ્યો રાખજે, પણ તને ભુલવા ના દેઇશ.

જે માર્ગે તેં મને રખડવા મુકયો છે તે માર્ગે રખડીશ, પણ તારે ચરણે મારાથી જવાઓ! મારો સૌ થાક ઉતારીને મારો શ્રમ વહી લેવાઓ! આ ભવગહનમાં માર્ગ દુર્ગમ છે; કેટકેટલો ત્યાગ, શોક, વિરહદાહ! જીવનમાં મરણને વહીને મરણમાં પ્રાણ પમાઓ! સંધ્યાકાળે પ્રભુને ચરણે માળામાં જવાઓ!

## નૈવેદ્ય : ૨૧

અન્યમનો થઇને હું ઘાટે બેઠો છું, સુસમય ચાલ્યો જાય છે. તોય જો તારા તરફ વહે નહિ, તો આ વાવડામાં મારૂં નાવ છોડીશ નહિ.

દિવસ જાય છે, અરે દિવસ જાય છે, સૂરજ અસ્ત પામે છે. વાટ દેખાતી નથી, ખાખી ગોરજ ધૂળથી ભર્યું પાધર સામે દૂર પડયું છે.

ઘરનું તો ઠેકાણું નથી, તોય મન જાઉં જાઉં કરી રહ્યું છે. ધ્રુવતારા, જ્યાં તું ઉગે છે, તે દિશાની વાટ તો હું જાણતો નથી.

આજ સુધી મેં નાવ વહ્યું, પણ જે માર્ગે મેં વહ્યું તે માર્ગે તો એ સેંકડો વાર ડુબું ડુબું થઇ રહેલું; હવે એ માર્ગનો ભરોંસો પડો નથી.

જો, તીર સાથે અનેક દોરડે મારૂં નાવડું બાંધ્યું છે; મને કયારે દોરડું છોડી દેશો? તરી શકયે જ પ્રાણ તો બચે.

કયાં સાગરનો મનમાન્યો ખુલ્લો વાવડો? કયાં સાગરનું મહાગાન કાન ભરી દેશે?

જ્યારે બપોરે નગરમાં માર્ગે માર્ગે કર્મનું પૂર ઉછળતે પ્રવાહે અનેક શાખાપ્રશાખાએ વહે, નગરની નાડીઓ જોરથી ધબકી ઉઠે ને તપી ઉઠે, પત્થરની ભીંતો સામે પછાડા ખાઇને ઉછળે; જ્યારે વટેમાર્ગુઓ વ્યાકુળ થઇને ચારે દિશામાં દોડે, રથ છુટે, સુકી ધૂળ ઉડે—

ત્યારે અકસ્માત્ આંખ મીંચીને જોઉં, તો એ મહા માનવવન વચ્ચે તારૂં અનન્ત નિર્જન આસન જોઇ શકું. બહારના એ કોલાહલ વચ્ચે તારી નિઃશબ્દ સભા સ્તબ્ધ બિરાજી રહી છે. સૌ સુખમાં, સૌ દુઃખમાં, સૌ ઘરઘરમાં, સૌ ચિત્તમાં, સૌ ચિન્તા સૌ ચેષ્ટા ઉપર, હે અંગવિહીન દેવ, જ્યાં જ્યાં નજર ફરે ત્યાં ત્યાં દેખાય, જે માત્ર તું જ એકલો બેઠો છે.

## નૈવેદ્ય : ૨૩

આજે ચરાચરમાં હેમન્તની શાન્તિ વ્યાપી રહી છે.

જનશૂન્ય ખેતરોમાં પ્રકાશતે બપોરે શબ્દહીન ગતિહીન ઉદાર સ્તબ્ધતા થાકીને પોતાની દિગન્તવ્યાપી સ્વર્ણશ્યામ પાંખો પ્રસારીને પડી રહી છે. ક્ષીણ નદીરેખા આજ ગાન કરતી નથી, રેતીને કાંઠે કંઇ લેખ લખતી નથી. દૂર દૂર જે સૌ ગામ તે આંખો મીંચીને તડકો ખાવામાં લીન થઇ ગયાં છે, આળસથી ને થાકથી ઉંઘમાં પડ્યાં છે.

એ સ્તબ્ધતામાં તરણે તરણે, ધૂળે ધૂળે, મારા અંગને રોમે રોમે, લોકે લોકાન્તરે, ગ્રહે સૂર્યે, તારાએ, અણુપરમાણુઓનું કલકલ શબ્દે નૃત્ય સદાકાળ ચાલી રહ્યું છે, તારા આસનને ઘેરીને અનંત કલ્લોલ કરી રહ્યું છે.

કામ ના થયે વચ્ચે વચ્ચે કેટલીયે વાર વિચારૂં જે આજે વેળા નકામી ગઈ, દિવસ નષ્ટ થયો.

નષ્ટ થાય નહિ, પ્રભુ; એ જે સૌ ક્ષણો, એને તું પોતે ગ્રહણ કરે છે, અહો અંતર્જામી દેવ. અન્દર અન્દર રહીને, ગુપ્તમાં ગુપ્ત રહીને તેં કયેય અવસરે બીજને અંકુર રૂપે જગાવા ઉઠાડયું છે, કળીને પ્રસ્ફુટ રંગે રંગી દીધી છે, ફૂલનું રસમધુર ફળ કર્યું છે, ગર્ભનું બીજ બનાવ્યું છે. આળસભરી પથારી ઉપર થાકનો માર્યો નિદ્રાતુર થઇને મેં વિચાર્યું, જે સૌ કામ પડી રહ્યાં.

પ્રભાતમાં જાગી ઉઠીને આંખો ઉઘાડીને જોયું તો મારૂં ઉપવન ભરાઇ ગયું છે.

અંગ્રેજી ગિતાંજલિ : ૮૧

મારા હાથમાં ફરી એક વાર વીણા આપો, ખોવાએલાં ગાન ફરી એકવાર પાછાં આવો.

અકસ્માત્, કઠોર શીતે કરીને માનસરોવરના જળમાંનાં પદ્મવન મરી જાય; હંસ ટોળેટોળે હારબંધ દૂરદૂર દક્ષિણમાં કાશથી[1] ખીલેલી નિર્જન નદીઓને કાંઠે ઉડી જાય; ફરી વસન્તમાં આનન્દનાં કલગાન લેઇને એ જેમ પાછા જાય—

તેમ જ મારાં ઉડી ગએલાં જે ગાન તે સૌ, મારા આ મૌન પ્રાણને ઉતરોલથી ભરી, પાછાં આવો. સાગરતીરનાં તાન, અજ્ઞાત રાજાના અગમ્ય રાજ્યની તથા સીમાશૂન્ય નિર્જનની અપૂર્વ વાર્તા સુણાવો.

---

[1] જંગાળામાં ઉગતું કાશ નામે ઉંચુ ઘાસ: Saccharum sponteneum. શાહમૃગનાં પીછાં જેવી સફેદ ચમરી એને થાય છે અને શિયાળામાં અતિસુંદર શોભા આપે છે. આપણા શરખડ જેવું હોય છે.

આ મારા શરીરની નાડીએ નાડીએ જે પ્રાણની તરંગમાળા રાતદહાડો દોડે છે, એ જ પ્રાણ વિશ્વના દિગ્વિજયને માટે દોડી રહ્યો છે, એ જ પ્રાણ છૂપોછૂપો અપૂર્વ છન્દે તાલે લયે ભુવનમાં નાચે છે, એ જ પ્રાણ વસુધાની માટીને હરેક રોમકૂપે તરણે તરણે આનંદે સંચરે છે, પલ્લવમાં પુષ્પમાં વિકાશે છે, એ જ પ્રાણ વર્ષે વર્ષે વિશ્વવ્યાપી જન્મમૃત્યુને સમુદ્રહિંદોળે અંતહીન ભરતીઓટે ઝુલે છે. હું અનુભવું છું, જે એ જ અનન્ત પ્રાણ મને અંગે અંગે મહત્તા આપે છે.

એ જ જુગજુગાન્તરનું વિરાટ સ્પંદન આજ મારી નાડીમાં નર્તન કરી રહ્યું છે.

અંગ્રેજી ગીતાંજલિ : ૬૯

નૈવેદ્ય : ૨૭

દેહે મને અને પ્રાણે એકાકાર થઇ મારા અંગમાં આ શી અપૂર્વ લીલા?

આ શી જ્યોત? વ્યોમને દીપાવતી આ શી દીપજ્વાળા? આ શી દિનરાત્રિની નિત્યનાટ્યશાળા? સમુદ્રે ચંચળ, પર્વતે કઠણ, તરુપલ્લવે કોમળ, અરણ્યે અંધારી આ શી શ્યામ વસુંધરા? મારે ઇન્દ્રિયયંત્રે ઇન્દ્રજાળ જેવું આ શું વિચિત્ર વિશાળ અવિશ્રામ સૃજનજાળ રચે છે? પ્રત્યેક પ્રાણીની અંદર પ્રકાણ્ડ જગત છે.

હે મારા રાજા, આ હું ક્ષુદ્રની અન્દર તારી અસીમ વિચિત્ર, સુંદર મિલનશય્યા છે, અનન્ત આસન છે. અહો વિશ્વભૂપ, દેહે મને અને પ્રાણે આ શો હું અપૂર્વ?

ત્યારે તું આવ મારા નાથ, દેહે મને ગુંથેલા આ મહાસિંહાસને શુભપળે બેસ.

મારી બે આંખે વ્યાપેલા આ નીલામ્બરમાં; મારા સાગરમાં, પર્વતમાં, વનમાં, ઉપવનમાં; મારા હૃદયમાં, દેહમાં; સજનમાં, નિર્જનમાં; એ કશામાં બીજા કોઇને માટે કશું શૂન્ય રાખતો ના.

જ્યોત્સ્નામાં સુતેલી રાત્રીને નિસ્તબ્ધ પ્રહરે આનન્દવિષાદથી ગુંથેલાં છાયાપ્રકાશ ઉપર તું વચ્ચોવચ બેસ. મારાં આંસુજળમાં શાન્તિરસ દે, સૌ સ્મૃતિની ઉપર તારો શ્રીહસ્ત ફેરવ, પ્રેયસીના પ્રેમમાં તું મધુર મંગળરૂપે ઉતરી આવ.

સૌ સંસારબંધમાં તારી બંધનવિહીન મહામુક્તિ રાતદિન રહો.

નૈવેદ્ય : ૨૯

આંખોના તારામાંનું દૃષ્ટિતેજ ધીરેધીરે મ્લાન થતું જાય; વિપુલ આ વસુમતી પોતાના સમુદ્ર પર્વત વન ઉપવન એ સૌ લેઇને છાયાની પેઠે ધીરે ધીરે ગળતી જાય; વિચિત્ર આ જે વિશ્વ-ગાન તે ક્ષીણ થઇને ઇન્દ્રિયવીણાને સૂક્ષ્મ શતતારે વાગે; વર્ણેવર્ણે રંગાએલું આ જે વિશ્વચિત્ર તે તું સર્વાંગ હૃદયમાંથી મૃદુ હસ્તે ધીરે ધીરે સંકેલી લે; ઇન્દ્રિયને દ્વારે જે દીપ્ત દીપાવળી પ્રકાશી રહી હતી તે તું હોલવી દે; ત્યાર પછી મધરાતે જે નિર્મળ મૃત્યુશય્યા પોતાને હાથે સજાવી હતી,

તે વિશ્વભુવનહીન નિઃશબ્દ આસને તું એકલો આવીને પરમ નિર્જનમાં બેસે.

વૈરાગ્યસાધને સાધેલી જે મુક્તિ તે મારી ન હોય.

મુક્તિનો મહાનંદમય જે સ્વાદ તે હું અસંખ્ય બન્ધનની અંદર પામીશ. વસુધાની માટીનું આ પાત્ર વારંવાર ભરીભરીને તું નાના વર્ણગંધ વાળું અમૃત સતત રેડ્યા જશે. તારા મન્દિરમાં મારો સંસાર તું લાખલાખ દીવેટમાં તારી શિખાએ પ્રકટીને દીવાની પેઠે પ્રકાશ કરશે.

ઇન્દ્રિયનાં દ્વાર બંધ કરીને યોગાસન વાળું, એ મારું ન હોય. દૃશ્યમાં, ગંધમાં, ગાનમાં જે કંઇ આનન્દ છે, તેની અંદર તારો આનંદ રહેશે.

મારો મોહ ભક્તિરૂપે બળી ઉઠશે, મારો પ્રેમ ભક્તિરૂપે ફળી રહેશે.

અંગ્રેજી ગીતાંજલિ : ૭૩

તારા ભુવનમાં મુગ્ધ સમો ફરૂં, હે વિશ્વમોહન નાથ. પ્રશાન્ત આનંદઘન અનંત આકાશ મારી આંખે લાગે; શરદને બપોરે પૂર્ણ સુવર્ણ ઉચ્છ્વાસ મારી નાડીમાં પેશીને લોહીની સાથે આતમ આવેશને મેળવી દે.

મને સૌ ભુલાવી દે, તારો સંસાર વિચિત્ર ભાષાએ મને હસાવે રડાવે; તારાં સૌ નરનારી મને કેટકેટલી વેદનાને બંધને, કેટકેટલી વાસનાને તાણે ચારે દિશાએ તાણીને લેઇ જાય. એ મારૂં મુગ્ધ મન વીણાની પેઠે તારે ખોળે મેં અર્પણ કર્યું,—એને શત મોહતંત્રે આઘાત કરીને તારૂં વિચિત્ર સંગીત જગાવ, હે નાથ.

કાલે રાતે નિર્જન શયનમાં એકલો બેશીને હું ગત જીવનની કંઇ વાતો વિચારતો હતો; એવે સમે મેં સાંભળ્યું, જે તું મારા મનમાં કહે છે:

"અરે મત્ત, અરે મુગ્ધ, અરે આત્મભોળા, તેં તારાં સૌ દ્વાર ખુલ્લાં રાખ્યાં હતાં, તેમાં થઇને તારા અબાધ ભવનમાં આ ચંચળ સંસારનાં જે સૌ છાયાપ્રકાશ, જે સૌ ભૂલ, જે સૌ ધૂળ, જે સૌ દુ:ખશોક, જે કંઇ ભલુંભુંડું, જે કંઇ ગીતગંધ એ સૌ લેઇને વિશ્વ પેઠું હતું. તે સાથે તારી ઉઘાડી બારીમાં હું અસંખ્ય વાર છુપોછુપો ઉતરી આવ્યો હતો.

"બારણાં બંધ કરીને મારૂં નામ તું જપતો હોત, તો કયે માર્ગે તારા ચિત્તમાં પેસત?"

નાથ, ત્યારે મેં કશુંય આયોજન કર્યું ના; હે વિશ્વરાજા, વિશ્વનાં સૌની સાથે તું કેટકેટલે શુભ દિવસે મારા અંતરમાં હસીને છાનો આવતો; કેટકેટલા મુહૂર્તની ઉપર તું અસીમનાં ચિહ્ન લખી ગયો છે. તારે સ્વાક્ષરે આંકેલી એ ક્ષણો આજે ઉપાડી લેઉં છું, તો એ ક્ષણો સ્મૃતિમાં કેટકેટલી ધૂળ સાથે છંટાઇ રહી હતી, ક્ષણિકનાં કેટકેટલાં તુચ્છ સુખદુઃખને ઘેરીને જડાઇ રહી હતી તે જોઉં છું.

હે નાથ, ધૂળના ઢગલાનું મારૂં એ રમતઘર જોઇને અવજ્ઞા કરી પાછો જતો ના. રમતમાં જે ચરણધ્વનિ રહીરહીને સાંભળવા પામ્યો હતો, તે આજ ચંદ્રસૂર્યમાં જગતસંગીત સાથે વાગતો સાંભળું છું.

* અંગ્રેજી ગીતાંજલિ ૪૩

કોઈનેય દૂર કરતો ના. તને જેટલું હૃદય દાન કરૂં, તેટલું જ સ્થાન સૌને લેવા માટે પ્રાણમાં હોય. જ્યાં વિદ્વેષ કોઈને અપમાન કરી બારણેથી હાંકી મુકે, ત્યાંથી તું પણ તે સાથે જ ચાલ્યો જાય; જ્યાં અહંકાર ક્ષુદ્રજનનો તિરસ્કાર કરી બારણાં બંધ કરી દે, ત્યાંથી તું પાછો ફરે; ચિત્તખુણામાં બેઠી બેઠી ઇર્ષ્યા બારાજ આસનમાં તપાવેલા શળીઆ વડે કાણાં કરે. જ્યાં સૌ પોતપોતાનો ઠામ ખોળ્યે સહેજે પામે, ત્યાં તું રહે.

જ્યારે ક્ષુદ્ર રાજા આવે, ત્યારે સેવક ઉંચે સાદે બૂમ મારી કહે: "ખશી જાઓ, દૂર જાઓ સૌ." મહારાજ, જ્યારે તું આવે, ત્યારે તો સાથે આખું જગત્ તારી પાછળ આવે.

## નૈવેદ્ય : ૩૫

કાલે બંધુજન સંગે હાસ્યમાં પરિહાસમાં ગાનમાં આલોચનામાં અર્ધરાત વીતી ગઇ. આનંદનો ઉજાગરો કરી થાકનો ભાર લેઇ નિર્જન ભવને પાછો આવ્યો ને અંધારે આંગણે ઉભો. તપેલા થાકેલા શરીર ઉપર ઠંડા વાયુએ સ્નેહનો હાથ ફેરવ્યો, એક પળમાં ચંચળ લોહીમાં શાન્તિ આણી દીધી.

દીવાહોલવી ખાલી નાટ્યશાળાની પેઠે પળવારમાં મૌન થયું, હૈયું સ્તબ્ધ થયું. ઉપર નજર કરી જોયું; પળવારમાં મારૂં ચિત્ત અસીમ રજનીની પાર થઇને નક્ષત્રલોકમાં જઇ ઉભું.

ત્યારે દેખ્યું: મારે અકુણ્ઠિત મને તારા સ્તબ્ધ મહેલના આંગણામાં હું ખેલતો હતો.

અસંખ્ય જાત્રાળુઓની સાથે તીર્થનાં દર્શન કરવાને આ પૃથ્વીલોકમાં ક્યાંથી આવ્યો છું, એનો ખ્યાલ પડે નહિ; નીલાકાશ સમુદ્રના ઘાટ ઉપર નાવ લાગ્યું છે.

ચારે દિશામાં રાતદિવસ સંસારનો વિરાટ શંખધ્વનિ લાખલાખ જીવનપુંકે વાગતો સંભળાયા જાય છે. અત્યાર સુધી નરનારી જાત્રાળુની સાથે નગરની ભાગોળે ધર્મશાળામાં મેળાપ કર્યો છે. સ્નાનપાનમાં, વાતોમાં ને હાસ્યગાનમાં સાંજ પડી ગઈ.

આજે તારે મન્દિરે આવ્યો છું, હે નાથ; નિર્જનમાં તારે ચરણતળે પ્રણામ કરીને આ જન્મની પૂજા આટોપીશ. ત્યાર પછી નવે તીર્થે જવું થશે, હે વસુધેશ્વર!

## નૈવેદ્ય : ૩૭

મહારાજ, નિર્જન ધામે ક્ષણેક તારે દર્શન દેવાં પડશે. સર્વ સુખદુઃખમાંથી, સર્વ સંગમાંથી, આ વસુધાના સમસ્ત કર્મબંધમાંથી – સમસ્ત પ્રકાશમાંથી તારા પ્રકાશમાં મને એકલો તું ત્યાં બોલાવી લે. દેવ, આરતિની વેળાએ જ્યારે બારણું ઉઘાડું હતું, ત્યારે તારા મન્દિરમાં પૃથિવીના સૌ જાત્રાળુઓની સાથે પેઠો છું.

જ્યારે દીવા હોલવી નાખીને સૌ પૂજારી પોતપોતાને માર્ગે પોતપોતાને ઘેર ચાલ્યા જશે, ત્યારે બારણાં બંધ થઈ જશે; મને શાન્ત અન્ધકાર તારે ચરણે મેળાપ કરાવી દેશે.

એકાદ જીવનનો દીવો ધરીને ભુવન ભૂલી જઇને એકલો તારાં દર્શન કરીશ.

પ્રભાતમાં જ્યારે તારે આંગણે શંખ વાગી ઉઠ્યો ત્યારે ઘરબાર છોડી, ફૂલછાબ ભરી લેઇ, નવીન ઝાકળભીને ગુંજનગાનભર્યે કોમળ વનમાર્ગે થઇને નરનારી ચાલ્યાં. હું તો અન્યમનો થઇને નદીને ઘાસછવાયે કાંઠે, ઘાડી પલ્લવઘટા વાળા છાયાકુંજવનમાં, પંખીઓના કલકલગીતથી મંદ બનેલા વાયુમાં સુઇ રહ્યો હતો.

દેવ, હું તો તારી પૂજાએ જાઉં ના, માર્ગે કોણ જાય છે એય જોઉં ના. આજ વિચારૂં જે ઠીક મારી ભૂલ થઇ, કારણકે તે વેળાએ તો ફૂલ બધાં કળીઓ હતી; આજ એ આખો દહાડો ફૂટતાં રહ્યાં છે, સાંજના મેં પૂજાની છાબ ભરી લીધી.

## નૈવેદ્ય : ૩૯

હે રાજેન્દ્ર, તારા હાથમાં કાળ અનંત છે. દિવસ ને રાત આવે જાય, જુગજુગાન્તર ફૂટે ખરે, કોઇ એની ગણના કરે ના. તને કશો વિલંબ નથી, કશી ત્વરા નથી, તું વાટ જોઇ જાણે. એક ફૂલની કળીને ફુટાવવાને માટે સો વર્ષ સુધી તારૂં ધીરૂં આયોજન ચાલે. કાળ અમારા હાથમાં નથી; માટેજ સૌ મળીને ઝુંટાઝુંટી કરીએ, કશાની ઢીલ કદી યે સહન કરીએ ના.

પ્રભુ, માટેજ સૌ સેવા પહેલી આટોપી લેતાં લેતાં કાળ ચાલ્યો જાય; અને હાય, તારો પૂજાથાળ ખાલી પડ્યો રહે.

અસમયે દોડી આવુ, મનમાં ભય લાગે; આવીને જોઉં તો તારો સમય જાય નહિ.

અંગ્રેજી ગીતાંજલિ : ૮૨.

## નૈવેદ્ય : ૪૦

તારૂં ઇંગિત દીઠું નહોતું, ત્યારે તો ધૂળની મુઠીએ પણ એ ઢંકાઇ રહ્યું હતું.

આજ મેં જોયું ત્યારે જ આનંદે નિરખ્યું કે અંધારામાં અજવાળામાં ભુવનવ્યાપી એ ઇંગિત પ્રકાશે છે; શાખાએ શાખાએ, ફૂલે ફૂલે એ ઇંગિત ફૂટે છે; સમુદ્રને તીરે તીરે, ધરણીને તટે તટે, ફેણભર્યાં મોજાંની પીઠે પીઠે એ ઇંગિત અક્ષરો આંકતું આંકતું દોડે છે; ધવલશિર હિમગિરિને શિખરે શિખરે સ્થિર સ્તબ્ધ એ ઇંગિત ઉંચે મુખે જાગી રહે છે.

કોણ જાણે શું પામ્યે તે વારે તારાથી હું વિમુખ રહ્યો હતો?

એનાથી વિપરીત મુખે રહ્યો હતો, તેથી જ વિશ્વવ્યાપી એ લિપિનો અર્થ જાણ્યો નહિ.

## નૈવેદ્ય : ૪૧

જે તારી પૂજા નહિ આણે તેને તું દંડ દેશે, જમદૂત નરકને દ્વારે લેઇ જશે, એમ બોલીને ભક્તિહીનને જે ભય દેખાડે, એ કદીયે તારો ભક્ત નહોય, એ તો તારો નિન્દુક.

હે વિશ્વભુવનરાજ, તેં તારા પોતાના મહિમાની મહીં આ વિશ્વભુવનમાં સૌ કરતાં તારી જાતને વધારે છુપાવી રાખી છે. તારી સૃષ્ટિનો ક્ષુદ્ર જે રેતીકણ, ક્ષણિક જે ઝાકળબિંદુ, તેય પોતાની જાતને તારા કરતાં વધારે પ્રત્યક્ષ રૂપે ચારે દિશામાં પોતાને માટે ઢંઢેરો પીટે છે.

જે કંઇ તારૂં જ છે તે મારૂં કહી આ સંસાર રાતદિન છલના કરે છે, અને તોય એ ચોરની ચોરી તો પકડાઇ જાય ના.

તારી જાતને પ્રકટ કરવાની તને કંઇ ઉતાવળ નથી.

નૈવેદ્ય : ૪૨

એ જ તો પ્રેમનો ગર્વ, ભક્તિનું ગૌરવ. તારા અગમ રુદ્ધ, અનન્ત, નીરવ, નિસ્તબ્ધ, નિર્જનમાં સંકેતસ્થાને પૂજાનો સોનાથાળ ભેટથી ભરીને એ જાય.

તારે તો પૂજા જોઇએ નહિ, એને પૂજા કરવી છે; હાથમાં દીવો લેઈને અંતરના અંતરાળમાં એ ખોળતો રહે. તાકીને એ જુએ, જે તું તો એનું હૃદય ભરીને એકલો બેઠો છે.

ચમકીને દીવો હોલવી નાખે, ત્યારે એ દેખે જે તને તો અનન્ત ગગન પણ ધારી શકે નહિ. આંખમાં આંસુ લાવીને સમસ્ત જીવનની જે પૂજા, તે તારા ચરણને સોંપી દે.

હે ગોપનચારી, આદેશ વિનાની પૂજા આમંત્રણ વિનાની ખોળ, એ જ એનો ગર્વ.

વાદળાંને ભેદતા હિમાલાયના દૂરદૂર ઘરમાં પત્થરની ભીંતોની અંદર કેટકેટલા હિમના ઢગલા સુતા પડ્યા છે. હે મહાસાગર, તું તો તારા ઉંડાણમાંથી એમને કંઇ બોલાવતો નથી. એ તો પોતાની અંદર જ રુન્ધાઇ રહેલા છે, વિશ્વનું સંગીત એમના કાનમાં વાગે નહિ.

પ્રભાતના તાપનાં કિરણે જે હિમ વહી જાય, નદી થઇ ઝરે, બંધ તોડીને દોડી જાય, હે મહાસાગર, એ તો કદીયે તારી હાંક સાંભળે નહિ. દૂરદૂર એ ગંગોત્રીના શિખરને મથાળે તારૂં ગંભીર ગાન કોણ સુણવા પામે!

પોતાના પ્રવાહને વેગે, કોઇ ગંભીર તાણે તને એ ખોળી શકે એટલું જ એ જાણે.

નૈવેદ્ય : ૪૪

પ્રભુ, મર્ત્યવાસીઓને તેં જે આપ્યું છે, તે મર્ત્યની સૌ આશા પુરી કર્યે પણ ખાલી થઇ ના જાય. એમાનું જે બાકી વધ્યું, તે પોતાની મેળે ખોળીને તારા તરફ પાછું ફરે.

નદી પોતાના નિત્યકર્મમાં દોડે, એની અનન્ત ધારા પોતાનાં સૌ કામ સાધીને તારે ચરણે સદા જલાંજલિ રૂપે અખંડ ઝરે. ફૂલ પોતાના ગન્ધથી સમસ્ત સંસારને ભરી દે, તોય પતી રહે નહિ; એમાંથી બાકી રહે, તે તારી પૂજાએ આવે. સંસારને છોડી દીધે કંઇ તારી પૂજા થાય નહિ.

કવિ પોતાનાં ગાનમાં જે કંઇ કથા ગાય, એના જુદા જુદા લોક તાણીમચરડીને જુદા જુદા અર્થ કરે, પણ એનો છેવટનો અર્થ વધ્યો તે તો તારા તરફ દોડી જાય.

અંગ્રેજી ગીતાંજલિ : ૭૫

## નૈવેદ્ય : ૪૫

જે ભક્તિ તારે માટે ધૈર્ય માને નહિ, પલકમાં ભાવોન્માદની મત્તતાએ કરીને નાચવાગાવામાં બાવરી બની જાય, એવી જ્ઞાનશૂન્ય ઉન્મત્ત ઉછળતે-ફીણે-ભરી ભક્તિની મદધારા મારે ના જોઇએ, નાથ.

સંસારઘરને બારણે અમૃતથી ભરી દેઇને મંગળ કળશ આપો, શાન્તિરસ ભક્તિ આપો. જે ભક્તિઅમૃત મારા સમસ્ત જીવનમાં નિગૂઢ ગમ્ભીર વિસ્તૃત થાય, સૌ કામમાં બળ દે, વ્યર્થ પણ શુભ ચેષ્ટાને આનંદરૂપ કલ્યાણરૂપ બનાવે, એવી શક્તિ આપો; સર્વ પ્રેમમાં તૃપ્તિ દે, સર્વ દુઃખમાં ક્ષેમ દે, સર્વ સુખમાં દાહ વિનાનો પ્રકાશ દે, એવી ભક્તિ આપો.

ભાવનાં આંસુજળને સંકેલી લેઇને ચિત્ત અમત્ત ગંભીર થઇ પરિપૂર્ણ બની રહે, એવી ભક્તિ આપો.

નૈવેદ્ય : ૪૯

માતૃસ્નેહથી છુટેલો સ્તનનો દૂધરસ પીને બાળક આનંદે સુતો હસે, એવી જ રીતે કિશોરવયમાં પુષ્કળ ભાવરસ વિહ્વલ હર્ષથી પીધો છે; પ્રમત્ત પંચમ સુરે બંશી બજાવી છે. શિશુસમે સુખે, લાડભર્યે લલિત ચિત્તે પ્રકૃતિના ખોળામાં સુતો; પ્રભાતરજનિસંધ્યા વધૂ નાના પ્રકારનાં પાત્રોમાં નાના પ્રકારના રંગના મધુને ફૂલની ગંધ ભેળીને લાવી દેતી.

આજ એજ ભાવઆવેશ, એજ વિહ્વલતા જો પૂરી થઇ ગઇ હોય, પ્રકૃતિનો સ્પર્શમોહ જો દૂર થઇ ગયો હોય, તો કશું દુઃખ નથી. હવે મને ગામડેથી રાજનગરમાં આણ્યો છે — ત્યારે તો ચિત્તમાં બળ આપો, સત્યની કઠણ નિર્મળ મૂર્તિ દેખાડો.

પ્રહારસંહારની વચ્ચે આવીને ઉભો છું. બાજુબંધ કુંડળ કંઠી વગેરે અલંકાર સૌ ઉતારીને મેં દૂર ફેંકી દીધા છે. તારૂં સફળ બાણ, તારૂં અક્ષય ભાથું તારે હાથે ઉપાડીને મારા હાથમાં આપ. રણગુરુ, અસ્ત્રની દીક્ષા દે. તારો પ્રબળ પિતૃસ્નેહ આજ કઠણ આદેશે ગાજી ઉઠો.

નૂતન વીરવેશે, દુરુહ કર્તવ્યભારે, દુઃસહ કઠોર વેદનાએ મને સમ્માનિત કર. ક્ષતચિહ્ન અલંકાર મારે અંગે પહેરાવી દે. સફળ ચેષ્ટાએ તેમજ નિષ્ફળ પ્રયાસે તારા આ દાસને ધન્ય કર. ભાવનાના લાડકા ખોળામાં સુનો રાખી ના મુકતાં કર્મક્ષેત્રમાં મને શક્ત અને સ્વાધીન કરી દે.

હે મંગળમય, આ દુર્ભાગ્ય દેશમાંથી લોકભયને, રાજભયને, મૃત્યુભયને—સર્વ તુચ્છ ભયને દૂર કરી દે. દીનપ્રાણ દુર્બળનો આ પાષાણભાર, સદા દળી નાખતી આ યંત્રણા, ધૂળ તળે પડી રહેતી આ નિત્ય અવનતિ, ઘડીએ ઘડીએ પળે પળે આત્માનું આ અપમાન, અંદર બહાર રહેલી દાસત્વની આ દોરી, હજારોને પગ તળે વારંવાર ભયભીત માથું નમાવી કરવો પડતો માનવ-મર્યાદાગર્વનો સદા ત્યાગ, એ સૌ દૂર કરી દે.

એ મોટા લાજપુંજને લાત મારીને ચુરો કરી દૂર કર. મંગળ પ્રભાતે અનન્ત આકાશમાં ઉદાર પ્રકાશમાં ખુલ્લા વાયુમાં માથુ ઉંચું થાય એમ કર.

## નૈવેદ્ય : ૪૯

અંધારા દરમાં અંધ મહાનાગ રહે; પોતાના લલાટમાંના રત્નદીપનો અનુભવ કરે નહિ, સૂર્યના પ્રકાશનો પણ અનુભવ કરે નહિ. હે દણ્ડવિધાતા રાજા, એવી જ રીતે આ અન્ધ દેશ અંધારામાં પડ્યો છે. જે પ્રકાશનું રતન તેં એના કપાળમાં પહેરાવી દીધું છે, તેનું એ જતન કરી જાણે નહિ, તારા પ્રકાશનો પણ અનુભવ પામે નહિ.

નિત્યનિત્ય એ પોતાના અસ્તિત્વનો શોક તથા જન્મની ગ્લાનિ વહ્યા કરે છે. તારા મહાન આદર્શને, પોતાના માપ વડે ટુકડા ટુકડા કરીને, એણે ધૂળમાં રાખી દીધું છે. હાય પ્રભુ, તારાં દર્શન કરવાને માથું ઉંચું કરાય નહિ.

લાખ લાખ લોકને વહી જનારૂં જે નાવ, તેને ટુકડા ટુકડા કર્યાથી તે એ સાગર તરશે?

# નૈવેદ્ય : ૫૦

તને સેંકડો રીતે ક્ષુદ્ર કરી દઇને જે લોક સન્તુષ્ટ સુતે હૈયે માટીમાં આળોટે છે, તેમના માથા ઉપર આજ સમસ્ત ધરણીના લોકે અવગણનાભર્યે ભાવે પગ મુકયો છે.

મનુષ્યત્વને હીણું કરી દેઇ જેઓ સારી વેળા મુગ્ધ ભાવે ને ભોગે તને લેઇને માત્ર પૂજાખેલ કરે છે, એજ વૃદ્ધ શિશુદળ આજે સમસ્ત વિશ્વની ખેલવાની પૂતળી થઇ પડયું છે. જે ઠુંઠા વામણા લોક તને પણ પોતાના જેવો વામણો બનાવી તારૂં અપમાન કરે, એમને તે કોણ માન દેશે? પોતાના મંત્રસ્વરને બળે તનેજ પ્રાણ દેવાનો જે લોક અહંકાર કરે, એમને તે કોણ પ્રાણ દેશે? જેઓ તારાજ ભાગ પાડે, એમને તે કોણ ઐકયધારા દેશે?

## નૈવેદ્ય : ૫૧

હે રાજેન્દ્ર, તારી પાસે નમવા જતાં જે ઉંચાણુ ઉપર ઉઠવાનું થાય, ત્યાં મને દુર્ગમ કઠણુ ઉંચેનીચે પથરાળે માર્ગે, હાથ પહોળા કરીને બોલાવી લે. જે મહાન્ પન્થે તારા વરપુત્રા મરણુથી પણુ વિશેષ દુઃખ પગલે પગલે સહન કરતા કરતા પળ્યા છે, તે પન્થે રોજ રોજ મને આગળ લે.

અહો અન્તર્જામી, અન્તરમાં જે અનિર્વાણુ અહમ્ રહ્યો છે, તેનો દુઃખે કરીને પરિચય કરીશ અને કરાવીશ. એ કોઇ ભયથી મ્લાન થાઓ ના, કોઇ લોભથી ચંચળ થાઓ ના. જ્ઞાનને માર્ગે એ સદા ઉજ્જવળ રહો, જીવનકર્મમાં એ જ્યોતિ આપો, મૃત્યુનો વિશ્રામ એને મહત્તા આપો.

દુર્ગમ માર્ગની ધાર ઉપરની ધર્મશાળામાં જેઓ ભાવનાને આવેશે ભર્યા, રસ પીને જ્ઞાન ખોઇ પડ્યા હતા; જેઓ સદા પોતાને જાગતા ને તૈયાર રાખે નહિ, એ મુગ્ધમૂઢ લોક જાણે નહિ જે વિશ્વના જાત્રાળુઓ વિજયશંખ વગાડતા દૂર પર્વત પાર ક્યારે ચાલી ગયા છે. એમણે તો માત્ર તને પૂતળી બનાવીને બધો વખત ખેલ ખેલ્યા કર્યાં છે.

એમણે નિરર્થક આચારે કરીને કર્મને પાંગળું બનાવી દીધું છે, શાસ્ત્રને બંધીખાનામાં પુરીને જ્ઞાનને મારી નાખ્યું છે, વિશાળ ભુવનને પોતાના ખંડમાં ખોશીને સાંકડું બનાવી નાખ્યું છે; માટે જ બારીબારણાં વાશીને આજ એ રડે છે. રાત પડી ગઇ છે; ક્યાં એ જાત્રાળુ, ક્યાં એ પંથ, ક્યાં એ દિશા!

નૈવેદ્ય : ૫૩

તું સર્વાશ્રય છે, એ શું શૂન્ય કથા?

ભય માત્ર તારા ઉપરની વિશ્વાસહીનતામાં, હે રાજન્. લોકભય? શાને લોકભય, લોકપાલ? નિત્યદિવસનો પરિચય મારે કયા લોક સાથે?

શાને રાજભય, હે રાજેન્દ્ર? જેના અંતરમાં તું બિરાજે, એ તો બંધીખાનામાં પણ તારે ત્રિભુવનમય ખોળે છે. શાને મૃત્યુભય, હે અમૃત? બે દિવસનો આ પ્રાણ ચાલ્યો જાય, તોય દાન શું ખુટી જશે? પ્રભુ, તારા ભંડારમાં એટલું બધું પ્રાણદૈન્ય આવી ગયું છે? એવે અવિશ્વાસે શું પ્રાણને પકડી રહીશ?

લોક ક્યાં, રાજા ક્યાં, કોનો ભય ક્યાં? તું નિત્ય છે ને હું તારો નિત્ય છું.

## નૈવેદ્ય : ૫૪

મને સરજીને તેં તારે પોતાને હાથે જે સમ્માન દીધું છે, તેનું અપમાન પ્રાણ જતે પણ નહિ સહન કરૂં. જે પ્રકાશ તેં રાત્રિદિવસ પ્રકટયો છે, તેની શિખા હું સદા ઉંચે રાખીશ; એનો અનાદર થતાં એને મારા પ્રાણથી ઢાંકી રાખીશ. મારૂં મનુષ્યત્વ એ તો તારીજ પ્રતિમા, મારા આત્માના મહત્ત્વમાં તારોજ મહિમા, મહેશ્વર!

એના ઉપર જે પગ મુકે તે તારી અવજ્ઞા કરે, તારૂં અપમાન કરે; વિશ્વમહીતળનો એ ભલે મહારાજ હોય ને, તોય પણ દેવદ્રોહી માનીને મારી સર્વ શક્તિ વડે એને દણ્ડ દેઉં. બીજું બધું ભલે જાય, પણ તારૂં ગૌરવ તો મારા ગૌરવ વડે રાખીશ જ.

નૈવેદ્ય : ૫૫

તેં જે અધિકાર સોંપ્યો છે, તેમાંથી રજ પણ ખેરવ્યા વિના, સંકટ કે મરણ આવ્યે પણ તેને અખંડિત રાખીને, સંપૂર્ણરૂપે તારે ચરણે સોંપી દેઇશ. ત્યારેજ મારૂં જીવન સાર્થક થશે.

જ્ઞાન સદા મુક્ત બન્ધનહીન રહો, પૃથ્વીમાં કોઇની પાસે ભયે કરીને ભક્તિ પદાનત થાઓ ના, જે જે શુભ ચેષ્ટા, તે સૌ કોઇ પણ શક્તિનાં વિઘ્નને ગાંઠો ના; આત્મા સર્વ બન્ધ તોડીને રાતદિન નિરન્તર પ્રવાહે સૌ ઉદ્યમ લેઇને તારા તરફ વહો. 'તેં જે અધિકારભાર મને આપ્યો છે એને જો લુંટાવા દેઉં, તો એથી તારૂં અપમાન થાય' એવું મારા પ્રાણમાં સદા લખાયું રહો.

નૈવેદ્ય: ૫૯

ત્રાસથી કે લાજથી નમ્યે માથે સદા અપાર અપમાન ને અન્યાય સહન કર્યે જાય તો હોય, એ દીન પ્રાણમાં તારૂં સત્ય પળેપળે મ્લાન થતું જાય. નિષ્ઠા દૃઢ હોય, તોય દુર્બલ આત્મા તને દૃઢ નિષ્ઠાએ ગ્રહી શકે ના. ક્ષીણ પ્રાણ તને પણ પોતાની પેઠે ક્ષીણ કરી નાખે. તારા જે સૌ આદેશ, તે પડ્યા રહે. એના દિવસો આવેશમાં વહ્યા જાય. ઢગલે ઢગલે મિથ્યા આવીને એને ચારે દિશાએથી ગળી જાય; મુખે મિથ્યા, વ્યવહારે મિથ્યા, ચિત્તે મિથ્યા; સર્વ પ્રકારે મિથ્યા માથા ઉપર પગ મુકીને એને દબાવી દે, ઉઠી ઉભા થઇ એ મિથ્યાને હાંકી કાઢવાનું એનામાં બળ રહે નહિ.

ભયથી અપમાન સહી નમ્યે શિરે ભીરુજન તારૂં સિંહાસન મિથ્યાને સોંપી દે.

## નૈવેદ્ય : ૫૭

[1]અગ્નિમાં, જળમાં, આ વિશ્વચરાચરમાં, ઔષધિમાં, વનસ્પતિમાં એકદેવતાનું અખણ્ડ અક્ષય ઐક્ય છે, એવી ઘોષણાનો મેઘનાદસ્વર તપોવનની તરુચ્છાયામાં બીજા બધાની ઉપર ઉઠયો હતો; હે સકળ ઐશ્વર્યના પરમ ઈશ્વર, એ ઉદાર વચન આ ભારતનું જ હતું.

જે સબળ સ્વાધીન નિર્ભય સરળપ્રાણ વીર્યજ્યોતિષ્માન પુરુષો અરણ્ય નદી પત્થર પર્વત ઓળંગીને વિનાબન્ધન હર્ષથી ફર્યા છે, તેઓ જ આખા જગતમાં એક મહાવિશાળ સત્યમાર્ગે તને પામ્યા છે. કોઇ પણ સ્થાને આત્માને અટકાવ્યા વિના સમસ્ત વિશ્વને એમણે બળથી ભેદી નાખ્યું છે.

[1]यो देवोऽग्नौ योऽप्सु यो विश्वं भुवनमाविवेश । य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमोनमः ॥ श्वेताऽश्वतरोपनिषद् । २ : १७ ॥

એમણે જોયું છે, જે [1]આનન્દમાંથી આ વિશ્વચરાચર-આનન્દઝરે ઝરે છે; [2]અગ્નિની પ્રત્યેક શિખા તારે ભયે કમ્પે છે, વાયુનો પ્રત્યેક શ્વાસ તારે પ્રતાપે ચાલે છે, તારી જ આજ્ઞા માથે ચઢાવીને રાતદિન મૃત્યુ મર્મરનાદે ચરાચરમાં આવજા કરે છે; [3]તારી જ સાને ગિરિ ઉંચે ઉઠયો છે, તારા જ સંગીતથી નદીઓ દિશદિશાએ દોડે છે; શૂન્યશૂન્યમાં ચન્દ્ર સૂર્ય તારા અનન્ત પ્રાણની અંદર નિત્ય કમ્પે છે.

એ બધાં માત્ર તારે જ ભયે, તારે જ નિર્ભયે, તારે જ શાસનગર્વે દીપતે સંતોષાતે મુખે વિશ્વભુવનેશ્વરની આંખો સામે આ વિશ્વાલયમાં નિત્ય હતાં.

[1]आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । आनन्देन जातानि जीवन्ति । आनंदं प्रयन्त्यभिसंविशन्ति ॥
तैत्तिरीयोपनिषद् । ३ : ६ ॥

[2]भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः । भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः ॥ कठोपनिषद् । ६ : ३ ॥

[3]यस्येमे हिमवन्तो महित्वा यस्य समुद्ररसया सहाहुः ॥ ऋग्वेदसंहिता । १० : १२२ : ४ ॥

## નૈવેદ્ય : ૫૯

અમે ક્યાં આ દૂરદૂર પડ્યા છીએ! ક્યાં આ વિષાદપુરના, દીવા વગરના, જીરણ થઇ ગએલી ભીંતો વાળા, ખંડેરઘરમાં હજારોની ભ્રૂકુટિ નીચે ખુંધી પીઠે નમ્યે માથે પડ્યા છીએ! કટાક્ષથી કમ્પીને પ્રભુત્વની આંગળીની સાને હજારોની પાછળ ઘસડાયા છીએ! માથું નમાવીને હજારો શાસન-શાસ્ત્ર કબુલ કરી લીધાં છે!

સંકોચાએલી કાયા પોતાનીજ કલ્પિત છાયાએ કમ્પે છે; સન્ધ્યાને અન્ધારે નિરાનન્દ ઘરમાં બેશીને દીનાત્મા લાખ લાખ ભયથી ડરી મરે છે; તારી જાતને અપ્રમાણ કરી દેઇને ત્રાસ્યે ચિત્તે ધૂળમાં પગલે પગલે આળોટે છે. જાણે ન-બાપા હોઇએ, એમ અનીશ્વર અરાજક ભયભર્યા જગતમાં રસ્તે રસ્તે દોડીએ છીએ.

[1]"સુણો વિશ્વજન, અમૃતના પુત્રો, દિવ્યધામવાસી સૌ દેવગણ, સુણો: [2]મેં એને, એ મહાન્ત પુરુષને, અન્ધકારની પાર જે જ્યોતિર્મય એને ઓળખ્યો છે; એને ઓળખ્યાથી જ, એની તરફ જોયાથી જ મૃત્યુને ઓળંગી શકો, એ વિના બીજો કોઇ માર્ગ નથી." આવાં વચન એકદિન આ ભારતના કોઇ વનપ્રદેશમાં, કોઇ તમે મહાપ્રાણ, કંઇ આનન્દબળે ઉચ્ચસ્વરે ઉચ્ચારી ઉઠ્યા હતા.

ફરી વાર આ ભારતમાં એ મહા આનન્દમંત્ર, એ સંજીવની ઉદાત્તવાણી, સ્વર્ગમર્ત્યની એ મૃત્યુંજય પરમઘોષણા, એ એકેવારે નિર્ભય અનન્ત અમૃતવાર્ત્તા કોણ આણી દેશે?

રે મૃત ભારત, માત્ર એ જ એક છે, બીજો કોઇ માર્ગ નથી.

[1]शृण्वन्तु विश्वेऽमृतस्य पुत्रा आ ये धामानि दिव्यानि तस्थुः ॥ श्वेताऽश्वतरोपनिषद् २ : ५ ॥

[2]वेदाहमेतं पुरुषं महान्तम् आदित्यवर्णं तमसः परस्तात् ।
तमेव विदित्वातिमृत्युमेति नाऽन्यः पन्था विद्यतेऽयनाय ॥ श्वेताऽश्वतरोपनिषद् ३ : ८ ॥

## નૈવેદ્ય : ૬૧

છેદવું જોઇશે આ મૃત્યુ, આ ભયજાળ, ઢગલે ઢગલે જડાઇ ગએલું જડનું આ જંજાળ, નિર્જીવ કચરાનો ઢગ, સૌ છેદવું જોઇશે. આ ઉગતે પ્રભાતકાળે આ જાગ્રત ભવમાં આ કર્મધામમાં જાગવું જ જોઇશે. બંને આંખો બન્ધ કરી દેઇ જ્ઞાનમાં, કર્મમાં, ચાલવાના માર્ગમાં, આચારવિચારમાં જે બધી આડો નાખી દીધી છે, તે દૂર કરી દેઇને આનંદથી પંખીનો ઉદાર ઉચ્ચ મુક્ત સ્વર ધરવો જ જોઇશે.

સમસ્ત અંધકારનો ભેદ કરીને ઉંચે માથે અનન્ત ભુવનમાં એક જે પૂર્ણ જ્યોતિર્મય તેનાં દર્શન કરવાં જ જોઇશે. "અહો દિવ્યધામવાસી સૌ દેવગણ, અમે પણ તમારા જેવા અમૃતના પુત્રો," એવી ઘોષણા નિ:સંશય મને કરવી જ જોઇશે.

અહો મહારાજ, તારા ચરણની આશા છોડી નથી. આટઆટલી હીનતા છે, આટઆટલી લાજ છે, તોય આશા છોડી નથી. તારું વિધાન સૌની આંખોને અંતરાળે ગુપ્તમાં કેવી રીતે કયું ઇંદ્રજાળ નિર્માણ કરે, એ તો કોઇ જાણે નહિ. જે અસંભવ મનાય તે કોણ જાણે ક્યાંથી, જાણે એ કેવળ સંભવિત હોય, જાણે એની સૌ કોઇ વાટ જોતું બેઠું હોય, એમ તારે નક્કી કરેલે સમયે ને પળે પોતાને પ્રકાશે પ્રકટ થઇને આવે.

આ લજ્જિત દેશમાં, અંતર્યામી, તું છે; કોઇને ખબર પડે નહિ, એમ ઘેર ઘેર હૃદયે હૃદયે તારી ગૂઢ શક્તિ રાતદિન જાગતી રહીને કામ કરી રહી છે. અહો મહારાજ, આશા મેં છોડી નથી.

હે મહેશ, પતિત ભારતને તું કયે જાગરણે, કઇ મહાક્ષણે જગાવશે, તે તો મારી કલ્પનામાં ય માય નહિ. દેવ, શું એનું કાજ, શો એનો સાજ, શી એની શક્તિ, કોણ માર્ગે એનો માર્ગ, સંપતની શિખરસીમાએ આવી તારી મહિમાજ્યોતને નવીન પ્રભાતે પ્રકટ કરવાને એ કયે મહિમાએ ઉભો રહેશે?

મહેશ્વર, આજ રાત્રિનું આકાશ જે આદર્શે પ્રકાશની માળા રચી રહ્યું છે, પોતાનો અન્ધકારથાળ સજીને, ધરતીના માથા ઉપર ધરી રહ્યું છે, એ આદર્શ તો પ્રભાતનું ન હોય. પ્રભાતે જે કિરણ અરુણના પ્રકાશમાં જાગી ઉઠવાનું છે, એ કિરણ તો આજ રાત્રિની આંખમાં છે નહિ.

શતાબ્દીનો સૂર્ય આજે રાતાં વાદળમાં અસ્ત પામ્યો. હિંસાનો ઉત્સવ કરતી મરણની ભયંકર ઉન્માદરાગિણી આજે અસ્ત્રે અસ્ત્રે વાગે છે. નિર્દય સભ્યતા-નાગણ પોતાના ગુપ્ત ઝેરી દાંતમાં તીવ્ર વિષ ભરીને નિમેષમાત્રમાં પોતાની કુટિલ ફેણ માંડી ઉભી છે.

સ્વાર્થે સ્વાર્થે સંહાર વધ્યો છે, લોભે લોભે સંગ્રામ જામ્યો છે; પ્રલયકાળનું જાણે મંથન ચાલી રહ્યું હોય, એમ ભદ્રવેશી બર્બરતા પોતાની કાદવપથારીમાંથી જાગી ઉઠી છે. લાજશરમ છોડીને જાતિપ્રેમને નામે પ્રચંડ અન્યાય બળનદીમાં ધર્મને ડુબાવવા તૈયાર થઇ ગયો છે. કવિઓ ભયને જગાડીને સ્મશાનકુતરાંનું ઝુંટાઝુંટીનું ગીત ચીત્કાર કરી ગાઇ રહ્યા છે.

સ્વાર્થ તો ક્રમોતેજ પુરો થાય. પુરેપુરો એ ફુલી ઉઠ્યો હોય, એવે સમે અકસ્માત્ કાળઝડીને ભુંડે ચોઘડીએ અંધારામાં દારુણ આઘાત એને દળી વિખેરી ચુરા કરી નાખે; નિખિલનું વિરાટ્ વિધાન એકની સ્પર્ધાને લાંબો કાળ કદી ટકવા દે નહિ.

સ્વાર્થ જેમ જેમ પુરો થતો જાય તેમ તેમ લોભનો ક્ષુધાનળ વધી ઉઠે, વિશ્વધરાતળને પોતાનું ખાદ્ય માનીને વગરવિચારે જઠરમાં પુરવા ચહાય. બીભત્સ આહાર બીભત્સ ભૂખને નિર્દય નિર્લજ્જ કરી મુકે, એટલે તારૂં રુદ્રવજ્ર ગર્જી ઉતરે.

જાતિપ્રેમ આજે મૃત્યુની શોધમાં સ્વાર્થનૌકામાં બેશીને ગુપ્ત પર્વતની દિશાએ છુટી ચાલ્યો છે.

આ પશ્ચિમને ખુણે જે લાલ રંગની રેખા દેખાય છે, તે તારા નવપ્રભાતના સૌમ્યરશ્મિ અરુણની રેખા કદાપિ ના હોય; એ તો માત્ર દારુણ સન્ધ્યાનો પ્રલયપ્રકાશ છે. પશ્ચિમસાગરને કાંઠે ચિતાનો અગ્નિ, સ્વાર્થે બળતી લોલુપતાવાળી સભ્યતાની મશાલમાંથી છેલ્લા તણખા લેઇને, એ તણખા ઓકી કાઢે છે.

હે વિશ્વપાલક, એ સ્મશાનમાં થાય છે શકિતની સાધના, તારી આરાધના નહિ. સર્વને નિમગ્ન કરી દેતો તારો આનંદપ્રકાશ તો પૂર્વસાગરને તીરે બહુ ધીરજે નમ્ર, દુઃખને અંધારે સ્તબ્ધ રહી, સર્વત્યાગી બની આંસુભર્યો દૈન્યની દીક્ષા લેઇને બહુ કાળથી, બ્રાહ્મમુહૂર્તની વાટ જોતો, અપ્રકટ ઉભો છે.

હે ભારત, સરળ નિર્મળ ચિત્તે પરમપરિપૂર્ણ પ્રભાતને માટે સર્વ દુઃખ ખમીને પણ તું જાગતો રહે; સૌ બંધનમાં પણ આત્માને સ્વાધીન રાખી, પુષ્પચંદને પોતાના અંતરના માહાત્મ્ય-મન્દિરને સજાવી સુગન્ધિત કરી, તારું દુઃખનમ્યું મસ્તક નીરવે એને પગતળે સદા રાખી જાગતો રહે.

એનાથી તને વિખુટો પાડે એવું કોઇ નથી આ સંસારમાં — એ ગર્વબળે એને હાથે અક્ષય સમ્માન પામીને તું સર્વે ભયમાં પણ નિર્ભય અંતરે રહે. સંસારમાં તારું સ્થાન ગમે એટલું નીચે હોય ને, પણ એ આખો સંસાર જેના પગની રજ છે તે ભગવાનના પગ મુકવાના બાજઠને તું તારું આસન કર.

એ ઉદાર પ્રથમ ઉષાનો પ્રથમ અરુણ વાદળ ભેદતા ધવલગિરિને ઉદયશિખરે પોતાનું પ્રશાન્ત કરુણ નેત્ર ઉઘાડે, ત્યારે હે દુઃખી જાગ્રત દેશ, એનું પ્રથમ સંગીત પ્રથમ ઘોષણાધ્વનિ તારે કણ્ઠસ્વરે વાગી ઉઠો.

બ્રાહ્મણ, સ્નાન કરી ચંદન અર્ચી નિર્મળ થઇ તું તૈયાર રહેજે, માથું ઉંચું કરી આમ વન્દનગીત ગાજે: શાન્તિ, વિધાતાની કન્યા લલાટિકા, નિશાચર પિશાચની રાતી દીપશિખા લજવીને તું આવ. તારો જે વિશાળ સન્તોષ તે વિશ્વલોકના ઈશ્વરનો રત્નભર્યો રાજભંડાર છે; તારૂં જે ધૈર્ય તે દૈવવીર્ય છે; તારી જે નમ્રતા તે મહાશ્રેષ્ઠ મુકુટ છે, તે એનો જ પુરસ્કાર છે.

નૈવેદ્ય : ૬૯

હે દુઃખી, હે દીનહીન, તારો દુઃખભાર તું એને હાથે લેજે. જો એને બારણે નમ્યો રહેશે, તો તારી દીનતા તે ઐશ્વર્યકાન્તિ ધારણ કરશે. અરે કોઇ નથી નથી નથી, ત્રિલોકમાં એના વિના બીજો કોઇ નથી, જેની પાસે તું તારૂં માથું આળોટાવી શકે.

પિતારૂપે રહ્યો છે, તેથી પિતામાં એને નમસ્કાર કરૂં છું. ન્યાયદંડ ઉપર એનોજ જમણો હાથ બિરાજે છે, તેથી એનું શાસન નમ્યે શિરે ઉપાડી લેઇશ. મહત્ત્વની ઉપર એના જ પગની આંગળી છે, તેથી મહત્ત્વને બારણે નમ્ર બનીને એની પૂજા કરીશ. એના સ્પર્શરૂપે એના હાથનો અનુભવ કરી દુઃખનું ગૌરવ માથે ઉપાડી લેઇશ.

નૈવેદ્ય : ૭૦

હે રાજાધિરાજ, તેં પોતે પ્રત્યેકના હાથમાં તારા ન્યાયનો દંડ સોંપ્યો છે, પ્રત્યેકને શાસનભાર આપ્યો છે. તારૂં એ ભારે માન, એ દુર્વહ કાજ તને નમસ્કાર કરીને સવિનય મારે માથે લેવાઓ, તારૂં કાજ કરતાં કદી કોઇનો ભય રાખું નહિ.

ક્ષમા જ્યાં ક્ષીણ દુર્બળતા મનાય છે ત્યાં, હે રૂદ્ર, તારી આજ્ઞાએ મારાથી નિષ્ઠુર થવાઓ. તારે ઇસારે મારી જીભ ઉપર પ્રચંડ ખડ્ગશું સત્યવાક્ય જળહળી ઉઠો. તારા ન્યાયાસન ઉપર મારૂં સ્થાન લેઇ તારૂં માન રખાઓ, અન્યાય જે કરે અને અન્યાય જે સહે તેને તારી ઘૃણા તરણાની પેઠે બાળી નાખો.

અરે મૌનમુક, તારા અંતરને રૂંધીને કેમ બેશી રહ્યો છે? અરે આનંદહીન, આ વાચાળ સંસારમાં તારે કશી વાત કહેવાની નથી? કશું સત્ય નજરે પડતું નથી? અરે દીન, તારે કંઠે સંગીતનું કશું નવું જ્ઞાન નથી?

મહાન્ સાગર તારા ઘરનું આંગણું ચુંબી અનંત ગાથા ગાય છે, પશ્ચિમે પૂર્વે કેટકેટલી નદીઓ કલરવ કરતી નિરન્તર દોડે છે, તરલ સંગીતધારા મૂર્ત્તિમતી બની ઉઠે છે? સત્યમાં, ગીતમાં, આનંદમાં, આશામાં નવનવી વિચિત્ર ભાષાએ જે પ્રત્યક્ષ જ્યોતિ ફુટી ઉઠે છે, એને એકલો તું જ દેખતો નથી. તારૂં સત્ય, તારૂં ગાન તો જીરણ શાસ્ત્રનાં સુકાં પાનમાં માત્ર રૂંધાઇ પડયું છે.

ચિત્ત જ્યાં ભયશૂન્ય હોય, મસ્તક જ્યાં ઉંચું રાખી શકાય, જ્ઞાન જ્યાં મુક્ત હોય, જ્યાં પોતાના આંગણામાં વસુધાને નાનનાના ટુકડા કરીને રાતદિવસ રાખી મુકાતી ન હોય, જ્યાં વાક્ય હૃદયના ફુવારામાંથી ઉછળી આવે, જ્યાં અખંડ કર્મધારા નિરન્તર અનેકવિધ પરિપૂર્ણતા પામવાને માટે દેશદેશે દિશદિશે અવારિત પ્રવાહે વહેતી હોય;

જ્યાં તુચ્છ આચારની રણરેતી વિચારના પ્રવાહમાર્ગને ગળી જાય નહિ, પૌરુષને ભાગી નાખે નહિ, તું જ્યાં સર્વ કર્મ વિચાર અને આનંદનો નેતા હોય; હે પિતા, એ સ્વર્ગમાં ભારતને તારે હાથે નિર્દય આઘાત કરીને જગાવી દે.

* અંગ્રેજી ગીતાંજલિ : ૩૫

દેવ, આ બંગાળનાં દૂરદૂર સુધી પ્રસરેલાં ખેતરોમાં જે ઉદાર શાન્તિ નિત્ય બિરાજે છે, તે મને વહાલી લાગે છે; ખુલ્લા નીલામ્બરમાં અણુછાયો પ્રકાશ વૈરાગ્યને સ્વરે જે ભૈરવી ગાન ગાય છે, નદીને નિર્જન તટે જે માધુરી એકલી બેશીને તરલ કલ્લોલરવે કંઈણી વગાડે છે, જે સરલ-સ્નેહ ગામડાનાં મધુર ઘરને તરુચ્છાયામાં મેળવી દેઈ પોતાના અંચળા નીચે આવરી રાખે છે, સંતોષથી કલ્યાણથી ને પ્રેમથી જે મારૂં ઘર આકાશમાં વાયુમાં અને પ્રકાશમાં મગન રહે છે;

તારો દૂત સમાચાર આણે, ત્યારે તારા કાજમાં દુઃખ કે મરણ આવતાં પણ આનંદિત મને એ સૌ છોડી જઇ શકું, એવો આશીર્વાદ દે.

આ નદીનો કલરવ જ્યાં માતાના કલકંઠ સમો રણકે ના, કોમળ ફળવન્ત ભૂમિ વસન્તમાં શરદમાં વર્ષામાં નવે નવોત્સવે જુવાનીના ગૌરવથી જ્યાં નવનવા રંગનાં વસ્ત્ર પહેરે ના, ઘેરાયું આકાશ દિવસરાત જ્યાં પૂર્ણપ્રફુલ્લ રૂપે પ્રકાશ આપે ના, જ્યાં માતૃભાષા કલ્યાણી રાજલક્ષ્મી ચિત્ત-અન્તઃપુરમાં આવજા કરે ના, રાતદિન કલ્પના જ્યાં પરિચય પામ્યા વિના પારકા ઘરને બારણેથી પાછી ફરી રસ્તે પડે;

ત્યાં ય કદી જઉં, તો ય તારી સદાનન્દધારાને ઠામઠામથી મારું મન અનંત પ્રવાહમાં સહેજે તાણી લાવી શકે, એવું હો.

રાતદિવસ તારો સ્પર્શ મારે સૌ અંગે લાગી રહ્યો છે એ વાત રોજરોજ મનમાં આણીને મારા દેહને પવિત્ર કરી રાખીશ, હે પ્રાણેશ્વર; મારા મનમાં તું બિરાજી રહ્યો છે એ વાત રોજરોજ મનમાં આણીને મારા સર્વધ્યાનમાંથી સર્વવિચારમાંથી સર્વપ્રયત્ને સર્વમિથ્યાને ટાળી દૂર કરી રાખીશ, હે પરમજ્ઞાન.

મારા હૃદયમાં તારું અચળ આસન રહ્યું છે, એ વાત સદા મનમાં રાખીને સકળ કુટિલ દ્વેષને સકળ અમંગળને શાસન કરીશ; પ્રેમને પ્રફુલ્લ નિર્મળ કરી રાખીશ; સર્વકર્મમાં તારી શક્તિ રહી છે, એવો સાર જાણી લેઇને સૌ કામમાં તારો પ્રચાર કરીશ.

---

અંગ્રેજી ગીતાંજલિ : ૪

આ અચિન્ત્ય બ્રહ્માણ્ડના લોકલોકાન્તરમાં અણુઅણુએ અનંતકાળ માટે જેનું અનન્ત શાસન પ્રકાશ પામી રહ્યું છે, જુગજુગે માનવનો મહાઇતિહાસ જેની તર્જનીની છાયા લેઇ ધરણી ઉપર સદા ચાલે છે, એ મહેશ્વર મારા ચૈતન્યમાં પળે પળે અધિષ્ઠાન કરી રહ્યો છે; તેને જ પ્રકાશે મારાં ચક્ષુ દૃષ્ટિએ પ્રકાશે છે, તેને જ સ્પર્શે મારું અંગ પ્રાણહર્ષે સ્પર્શાય છે.

જ્યાં ચાલું, જ્યાં ઉભો રહું, જ્યાં વાસ કરૂં, ત્યાં ત્યાં શ્વાસે શ્વાસે મારી એ વાત સ્મરીને એનો ગર્વ ને મારી નમ્રતા મારા મસ્તક ઉપર સર્વદા સર્વથા વહીશ.

## નૈવેદ્ય : ૭૭

હે વરેણ્ય, ધનની ક્ષતિમાં મનની ક્ષતિ માનું ના, એવું વરદાન મારા ચિત્તને દે. જે ઐશ્વર્યે જે આલોકે જે સંગીતે જે સૌન્દર્યધને આ તૃણભૂમિથી તે દૂરદૂર ગગનસુધીનું તારૂં ધામ પરિપૂર્ણ છે, એનું મૂલ્ય જે સ્વાધીન સબળ શાન્ત સરળ સંતોષ, તે મારા મનમાં સદા રહો.

અદૃષ્ટને મારાથી દોષ કદી દેવાઓ ના. નાના ટુકડા ખોવાયે કોઇ પણ દુઃખને, કોઇ પણ ક્ષતિને, કોઇ પણ અભાવને કારણે વિશ્વચરાચરમાં વિસ્વાદ જન્મો ના. ધનીના સમાજમાં ભલે મને સ્થાન ના હો, પણ જગતમાં મારૂં આસન સૌ ઠામે રહો એવું વરદાન એકાન્તચિત્તે ઇચ્છું, હે દેવ.

તું સૌથી મોટો છે, રાતદિવસ છે, પળે પળે છે, તું દૂર છે, પાસે છે, જે કંઇ છે તે તું છે તેથી જ છે; આ વાત સ્મરણ રાખવી કેમ કઠણ હશે?[૧]

હું જગતમાં પ્રવેશ કરૂં, સ્તુતિનિંદા લઇને રાગ લેઇને દ્વેષ લેઇને પોતાનો ગર્વ લેઇને માણુસ આવે કે તરત જ સંસાર ઉર્ધ્વલોકને આવરી દેઇને પર્વતનો આકાર ધારણ કરી ઉઠે, લાજ ભય લોભ ક્ષોભ તરંગી ઉઠે; માણુસના મુગટમાં જે હીરો ચળકે તેના પ્રકાશની ઝળકમાં આકાશપૃથિવીમાં બીજા કોઇ પ્રકાશને જોઉં નહિ; માણુસની સામે આવતાંની વારમાં જ શા માટે ભુલી જાઉં જે હું તારી જ સમ્મુખ છું?

૧ बृहच्च तद्दिव्यमचिन्त्यरुपं सूक्ष्माच्च तत्सूक्ष्मतरं विभाति। दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहितं गुहायाम्।
मुण्डकोपनिषद्। ३ : १ : ७॥

જેમણે તને [1]પુત્ર થકી પ્રિય, વિત્ત થકી પ્રિયતર, આખા જગતમાં જે કંઇ આત્મીય છે તે સૌ થકી પ્રિયતમ, આત્માનો અંતરતર કહ્યો છે તેમને ચરણે મારું હૃદય પાથરી રાખવા ચાહું.

એ સરળ શાન્ત ગમ્ભીર ઉદાર પ્રેમ, નિશ્ચિત નિઃસંશય મિલનનો એ ગાઢ સહજ આવેગ, ચિરસ્થિર આત્માનું એ એકાગ્ર લક્ષ્ય, સૌ કામમાં ગમ્ભીર પ્રશાન્ત ચિત્તે સદા તારી અંદર એ સ્વાભાવિક સંચાર, એ સૌ, હે અંતર્યામી, હું કેવી રીતે પ્રાપ્ત કરું ? પગલે પગલે શ્વાસે શ્વાસે તારા પ્રેમનો પ્રવાહ સહજ વિશ્વાસે કેવી રીતે અંતરમાં તાણી લેઉં ?

[1] तदेतत् प्रेय: पुत्रात् प्रेयो वित्तात् प्रेयोऽन्यस्मात् सर्वस्मात् अन्तरतरम् यदयमात्मा ॥

बृहदारण्यकोपनिषत् । ४ : ८ ॥

હે અનન્ત, જ્યાં તું ધારણાતીત છે ત્યાંથી, અદૃશ્ય અગમ હિમાલયનાં શિખરમાંથી ગંગા ઉતરી પડે છે એમ, આનંદનું અવ્યક્ત સંગીત ઝરીને ઉતરી પડે છે.

જ્યાં જગતને પ્રાતઃકાળે આદિ અંધકારની અંદર સ્વર્ણલેખાએ દેખા દીધી હતી, જ્યાં જગત્નો થાકયો સંધ્યારવિ રાતી છબિએ અસ્ત પામશે, નવાં નવાં ભુવનની જ્યોતિની વરાળના ઢગલેઢગલા નીહારિકા રૂપે વાદળાંની પેઠે જુગજુગાન્તરમાં જેની છાતીએ આવી સૃજનવેગે ફરે છે, એ ધ્યાન-મેઘને ભેદનારા શિખર તરફ, એ અગમ્ય અચિન્ત્યની તરફ, રાતદિવસ મારા ચિત્તની બારીને ઉઘાડી કરી રાખીશ, હે અંતવિહીન.

## નૈવેદ્ય : ૮૧

એકીસાથે તું આકાશ છે, તું માળો છે. હે સુન્દર, તારા માળામાં નાના પ્રકારના વર્ણથી ગન્ધથી ગીતથી તારો ગાઢો પ્રેમ મારા મુગ્ધ પ્રાણને ચારે ભીંતોમાં પળે પળે વીંટી દે છે. ત્યાંથી ઉષા જમણા હાથમાં સોનાનો થાળ લેઇને આવે અને માધુર્યની માળા ધરતીના લલાટ ઉપર નીરવ પહેરાવે; પશ્ચિમ સમુદ્રમાંથી શાન્તિજળ ભરી સોનાની ઝારી લેઇને ચિહ્ન વિનાને માર્ગે થઇ, સંધ્યા નમ્રમુખે ગાયોસૂના પાધરમાં આવે.

તું જ્યાં અમારા આત્માનું આકાશ, અમારૂં અપાર સંચારક્ષેત્ર છે, ત્યાં જ નિર્મળ પ્રકાશ છે; ત્યાં દિન નહિ, રાત્રિ નહિ, જનપ્રાણી નહિ, વર્ણ નહિ, ગન્ધ નહિ, 'નહિ, નહિ' એજ વાણી.

પ્રિયતમ, તારે પ્રેમે તેં મને ધન્ય કર્યો છે, તો ય માત્ર માધુર્યની અંદર હૃદયને નિમગ્ન કરી રાખવા ચાહું ના. સ્નેહમય, જ્યાં તેં પોતાના વિચિત્ર સૌન્દર્યને દોરે કેટકેટલે સ્નેહેપ્રેમે, કેટકેટલે રૂપે બંધાવા દીધો છે, ત્યાં હું તારા પ્રણયને અભિમાને અટકી રહીશ નહિ. સન્તોષને દોરે મારું ચિત્ત જડી બાંધીશ નહિ.

મારાથી અતીત તું જ્યાં છે, જ્યાં ઉદાર અન્તહીન શાન્તિ અને મુક્તિ વિસ્તરે છે, ત્યાં મારો અન્તરાત્મા સૌ બન્ધનમાં પણ અનન્તના તાણથી નિત્ય દોડો.

તારું માધુર્ય મને બાંધી રાખો ના, તારા ઐશ્વર્ય તરફ એ મને તાણી જાઓ!

નૈવેદ્ય : ૮૩

હે દૂર થકી દૂર, નિકટ થકી નિકટ,[૧] જ્યાં તું નિકટ ત્યાં તું મારો, જ્યાં તું દૂર ત્યાં હું તારો. નિત્ય નવનવે સુખેદુઃખે જનમેમરણે નાના ભાવે તું પાસે છે; જળસ્થળશૂન્યમાંથી તારું ગાન મને સૌ કામકાજની અન્દર સાદ કરે છે; તારો મંગળમંત્ર ગૂઢસ્વરે મારા ચિત્તની ગૂહામાં ઘડી ઘડી વાગે છે.

જ્યાં તું દૂર ત્યાં આત્માને ભૂલી જઇ સૌ તટભૂમિ તારા અસીમની અન્દર આનન્દભેર પોતાને પુરેપુરી સમર્પી દે. પાસે હોય તો તું આત્માનદીનો કર્મકિનારો, દૂર હોય તો તું અનન્ત ગમ્ભીર શાન્તિસાગર.

નિન્દા અને પ્રશંસાની ભેદવે કઠણ એવી સાંકળથી મને મુક્ત કર, મુક્ત કર. એ કઠણ ભાર ખસી જાય, તો લોકમાં સંસારનાં કાજમાં સહજે ફરીશ, માત્ર તારો આદેશ વિજયી થશે, નાથ. તારા ચરણદેશમાં પ્રણામ કરીને તારો દણ્ડ ને પુરસ્કાર અન્તરમાં નિઃશબ્દ ઉઠાવી લેઇશ;

નદી જેમ અનેક લોકવાસ વચ્ચે થઇને નાના પ્રકારનાં કર્મ સાધી પોતાના બન્ધહીન પાણીને લેઇ સમુદ્ર તરફ દોડે છે, તેમ નિત્ય ભક્તિને બળે વિવિધ ચેષ્ટામાં અવ્યર્થ ગતિ દેઇ, અસંખ્ય કાજમાં એકનિષ્ઠ હૈયું લેઇ, કર્મક્ષેત્રની વચ્ચે થઇને નીરવ ચાલ્યો જઇશ.

## નૈવેદ્ય : ૮૫

અન્ધારૂં ઘોર કરીને વર્ષાદિન ચઢી આવ્યો, હે પ્રાણેશ. વૃષ્ટિજળની ધારાએ સર્વ દિશાઓ તણાવા લાગે, નિષ્ઠુર વિજળીની શિખાઓ કુટિલ કટાક્ષ કરીને હસતી જાય. ઝંઝાવાતે વન-ઉપવનને ઉતાવળાં કરી મુકયાં.

હે મોહન, હે જીવનસ્વામી, આજે મને અભિસારે બોલાવ. આંસુભર્યા વિશ્વની અન્દર કોઇ દુઃખથી, કોઇ ભયથી, કોઇ વ્યર્થ કાજથી રૂંધાઇ રહીશ નહિ. ચીકણે અન્ધારે રસ્તે આ મારો દીવો વારંવાર હોલાઇ જાઓ ના, આર્દ્ર વાયુમાં તારો સાદ રણકી ઉઠો. આજ વર્ષાદિને દુઃખને વીંટણે કરીને ગાઢું નિર્જન રચ્યું, તારી સાથે એકાન્તમાં આજ મિલન થાઓ.

નૈવેદ્ય : ૮૬

હે ઇંદ્ર, મારા હૃદયમાં લાંબા કાળથી, બહુ લાંબા કાળથી અનાવૃષ્ટિ છે. દિશાઓનું ચક્રવાલ ભયંકર ને સૂનું દેખાય છે, ક્યાંય પણ સરસ, સજલ રેખા નથી, નવાં પાણી વરસ્યાના શ્યામલ સમાચાર કોઇ આણી આપતું નથી.

દેવ, જો ગમતું હોય તો હિંસ્ર ઝડીની સાથે પ્રલયમુખી વજ્રનાદ આણ, વિજળીની વાંકી ચાબુકો પળે પળે લગાવીને મારા દિગ્દિગન્તરને ચકિત કરી મુક. પણ આ સ્તબ્ધ પ્રખર રૂદ્રને, આ વ્યાપ્ત નિઃશબ્દ દાહને, આ નૈરાશ્યતાપને સંહર સંહર, પ્રભો. પિતાના ક્રોધને દિવસે માતા જેમ આંસુભરી આંખે સંતાનની સામે જુએ એમ જો, નાથ, જો.

## નૈવેદ્ય : ૮૭

મારૂં આ મનનું કંગાળ ઉપવન સુકલા હાથ પહોળા કરીને બહુ લાંબા કાળથી ક્રુદ્ધ આકાશ તરફ જોઇ રહ્યું છે. અહો નાથ, આ તપ્યે બપોરે પ્રવાસી પવન કંઇ દૂરથી અકસ્માત્ આવી પળમાત્રમાં વ્યગ્ર શાખાપ્રશાખાના કાનકાનમાં આનન્દમર્મર ક્યારે રટાવી મુકશે? વાટ જોતાં વનવનાન્તરને ક્યારે આનંદાવી મુકશે?

ગમ્ભીર મધુર મા મૈઃનો રણકાર ક્યાંકથી વહી આવીને ધાડો બની તારા કૃપાપુંજને ઘટ છાયામાં ક્યારે ઢાંકી નાખશે? ત્યાર પછી મુશળધાર વરસાદ? ત્યાર પછી બીજે દિન સવારને સૌમ્ય સૂર્યકિરણે ખાલી ક્યારામાં કોણ જાણે ક્યાંથી પૂજાફૂલ ઢગલેઢગલા ખીલી ઉઠશે?

એકથી બે કેમ થઇ શકે એ હું કશુંય જાણું ના, એ વાત હું કબુલ કરીશ. કેવી રીતે કશું થાય, કોણ શું થાય, કેવે રૂપે કશું રહે, કોને દેહ કહે, કોને આત્મા મન કહે, એ કશું ય જાણી શકું ના, તોય વિશ્વજગતને સદાકાળ નિસ્તબ્ધ નિર્વાક્ ચિત્ત નીરખ્યા કરીશ.

જેની બહાર કોઇ રીતે જઇ શકું નહિ, તેનો આદિ તેનો અંત તેનું તત્ત્વ પળમાત્ર માટે પણ કેવી રીતે સમજી શકું? મનમાં માત્ર એટલું જ જાણું જે એ સુંદર, એ મહાન, એ મહાભયંકર, એ વિચિત્ર, એ અજ્ઞેય, એ મારો મનોહર.

એટલું જાણું જે અખિલનો ચિત્રપ્રવાહ કશું ય જાણ્યા વિના અજાણ્યે જ તારા ભણી દોડે છે.

૧

આ આશ્ચર્ય સંસારના મહાભવનમાં, જીવનને સિંહદ્વારે કઇ પળે હું પેઠો, એ હું જાણતો નથી. અધીં રાતે મહાવનના ફૂલની પેઠે આ વિશાળ રહસ્યના ખોળામાં મને કઇ શક્તિએ ફુટાળ્યો ?

એટલા માટે તો પ્રભાતમાં માથું ઉંચું કરીને આંખ ઉઘાડી કનકકિરણ-ગુંથી, નીલામ્બર-પહેરી ધરાને જોઇ, સુખદુ:ખ-જડયો સંસાર જોયો, કે તુરત જ એ અજ્ઞાત અપાર રહસ્ય નિમેષમાત્રમાં માતાની છાતીસમું મને એકેવારે ખુબ પરિચિત લાગ્યું.

એ રૂપહીન જ્ઞાનાતીત ભીષણ શક્તિ મારી પાસે જનનીની મૂર્ત્તિ ધારણ કરે છે.

નૈવેદ્ય : ૯૦

મૃત્યુથી હું અજાણ્યો છું; તેથી જ આજે સંસારમાંથી વિદાય લેતાં પળેપળે ઠમકમી ઉઠું છું, જીવન મારૂં હોય એમ આંખમાં જળજળીઆં લાવીને એને બે હાથે પકડી રાખવા કરૂં છું.

અરે મૂઢ, તારાથી અજાણ્યે તારી ઇચ્છા પહેલાં જન્મકાળે આ જીવનસંસાર તારો પોતાનો કોણે કરી રાખ્યો હતો? મૃત્યુના પ્રભાતમાં એ અજાણ્યાનું મોં પળએકમાં વળી તું જાણીતાના જેવું જોશે. મારા જીવનને આટલું ચાહું છું, તેથી જ વિશ્વાસ પડે છે કે મૃત્યુને પણ નિશ્ચય એટલું જ ચાહીશ. એક સ્તનેથી ઉઠાવી લીધે શિશુ ડરથી રડે, પણ પળએકમાં બીજે સ્તને જતાં આશ્વાસન પામે.

## નૈવેદ્ય : ૯૧

હે પ્રાણેશ, મારી વાસનાઓ ટુંકી કરી દે. એ તો એક ટુકડા માટે મહાનૂની સાથે સંગ્રામ જ કર્યા કરે, આખાને હોડમાં મુકી માત્ર રજેક જીતી લેવા ઇચ્છે. વાસનાના ક્ષુદ્ર રાજ્યને શૂન્યાકાર કરી દેઇને સન્તોષનો મહાઅધિકાર મને આપ.

વણમાગી એ સમ્પદે પ્રભાતના પ્રકાશથી માંડીને રાતના અન્ધારા સુધી જળસ્થળમાં આ અનન્ત વિભવ અખંડ આકારે રચી કાઢચો છે; એ સર્વલભ્ય સુખ સૌ કરતાં દુર્લભ છે, અમૂલ્ય છે. પુરા વિકસેલા કમળ જેવું એ મહા સહજસુખ જળસ્થળઆકાશની મહીંથી પોતાને સહજના પ્રવાહમાં તરાવીને કોણ તને આણી આપશે ?

મહામારીની પેઠે શક્તિદમ્ભે, સ્વાર્થલોભે જોતજોતામાં સર્વ ભુવનને ઘેરી નાખ્યું છે. એને સ્પર્શવિખે, દેશદેશાન્તરમાં ફરી વળીને, સૌ શાન્તિમય ગામડાંને ધૂળધાણી કરી નાખ્યાં છે. જ્ઞાને કરીને જે ઉજળી, સ્નેહે કરીને જે રસભીની, સંતોષે કરીને જે શીળી, પ્રશાન્ત સરળતા એ આ ભારતનાં તપોવનમાં હતી.

વસ્તુભારથી મુક્ત મન સર્વ જળસ્થળમાં ઉદાર કલ્યાણ વ્યાપી હેતું; અવારિત ધ્યાન જડમાં જીવમાં સર્વભૂતમાં આત્મીય રૂપે પ્રવેશ કરતું. આજ એ સૌનો નાશ કરીને જ્યાં ચિત્ત હતું ત્યાં આવ્યો દ્રવ્યરાશિ, જ્યાં તૃપ્તિ હતી ત્યાં આવ્યો આડમ્બર, જ્યાં શાન્તિ હતી ત્યાં આવ્યું સ્વાર્થનું જુદ્ધ.

## નૈવેદ્ય : ૯૩

લાજો ના હે ભારતવાસી, શક્તિમદમત્ત વેપારવિલાસી, ધનાભિમાની એ પશ્ચિમના કટાક્ષ સામે શ્વેત ઉપરણા ઓઢી શાન્ત સૌમ્યમુખે સરળ જીવન વહેતાં લાજો ના.

એ શું બોલે છે તે સાંભળો ના. તમારૂં શ્રેષ્ઠ ધન તમારા હૃદયમાં ભલે રહે, એ ભલે ઘરમાં રહે; તમારો એ અદૃશ્ય મુકુટ તમારા સુપ્રસન્ન લલાટ ઉપર ભલે રહે. દેખવે જે મોટું, આંખ આગળ સ્તુપાકારે જડાઇ રહ્યું છે, તેની આગળ હારી પડીને આળોટો ના. શૂન્યતાને અવકાશે ચિત્ત ભરી દેઇને દારિદ્રયને સિંહાસને સ્વાધીન આત્માની સ્થાપના કરો.

હે ભારત, મુકુટ દણ્ડ સિંહાસન ભૂમિ છોડી દેવાનું, દરિદ્રવેશ ધારણ કરવાનું નરપતિને તેં શીખવ્યું છે; ધર્મજુદ્ધમાં શત્રુને પગલે પગલે ક્ષમા આપવાનું, જયપરાજયને ભુલી બાણ સંકેલવાનું વીરને તેં શીખવ્યું છે; યોગયુક્ત ચિત્તે સર્વફળની સ્પૃહા બ્રહ્મને સમર્પવાનું કર્મશીલને તેં શીખવ્યું છે; પાડોશી, કુટુમ્બી, અતિથિ ને અનાથ સુધી પોતાનું ઘર વિસ્તારવાનું ગૃહસ્થને તેં શીખવ્યું છે.

તેં ભોગને સંયમની સાથે બાંધ્યો છે, દૈન્યને નિર્મળ વૈરાગ્યથી ઉજળું કર્યું છે, સંપદને પુણ્યકર્મથી મંગળ કરી છે, સ્વાર્થ ત્યજીને સૌ સુખદુઃખમાં સંસારને નિત્ય બ્રહ્મની સામે રાખવાનું તેં શીખવ્યું છે.

હે ભારત, તારી શિક્ષાએ જે ધન દીધું છે તેનું સ્વરૂપ બહારથી તો બહુ નાનું છે, દેખાવે તો દીનના જેવું છે, પણ એના સૌ ઐશ્વર્યનો વિસ્તાર અન્દર છે.

આજે આ સભ્યતાના અન્તહીન આડમ્બરમાં, ઉંચી ફાળોમાં, દરિદ્રના લોહીથી પુષ્ટ વિલાસ-લાલનમાં, અગણિત ચક્રથી ઘર્ઘરનાદની ગર્જના કરતા લોહબાહુ રાક્ષસની ભીષણ બર્બર ગરમ લોહીથી અગ્નિ જેવી તપેલી પરમસ્પર્દ્ધામાં, હાય, ચિન્તાચેષ્ટાનો લેશ પણ નથી જેને, એવો કોણ એ નીરવગૌરવ સૌમ્ય વિરલ દીનવેશ સંકોચ વિના શાન્ત ચિત્તે ધારણ કરશે? આત્માના એ મંગળ ઉદાર સંપદરાશિને પોતાના અનન્ત ઘરમાં કોણ ભરી રાખશે?

નૈવેદ્ય : ૯૬

અન્તરની એ સમ્પદ ખોઇ દીધી છે, તેથી જ લાજી મરૂં છું; તેથી જ આખે શરીરે ભુખ્યું, ના બેઠાનું દૈન્ય ડસ્યા કરે છે; તેથી જ બ્રાહ્મણનો વિરલ વેશ હવે સમ્માન પામતો નથી; ધ્યાનબળ ગયું, રહ્યા માત્ર જપ; ચિત્ત વિનાનો અર્થ વિનાનો માત્ર ટેવાયો આચાર, એમાં જ પવિત્રતા આવી રહી.

સન્તોષના અન્તરમાં હવે વીર્ય નથી, માત્ર જડત્વ ખડકાયું છે; ધર્મ પ્રાણહીન થઇ ભારરૂપે છાતીને ખુબ દબાવી રહ્યો છે. તેથી જ આજ પ્રાચીન દૈન્ય છુપાવીને પશ્ચિમનાં ઉતારી કાઢેલાં વસ્ત્ર લુંટવાને ટોળે ટોળે દોડવાનું મન થાય. ભાઇ, એ ચેષ્ટા વૃથા છે; જ્યાં ચિત્ત નથી, ત્યાં સૌ સાજ લાજભર્યો છે.

નૈવેદ્ય : ૯૭

હે દીનવત્સલ, શક્તિ તો બહુ ટુંકી છે ને છતાંયે મારી આશા ટુંકી નથી. તારાં જળસ્થળમાં તારા જીવલોકમાં જ્યાં જ્યાં જાઉં, જ્યાં જ્યાં ઉભો રહું, ત્યાં ત્યાં મારૂં સ્થાન ખોળું; તારા દાનપત્રમાં તારૂં વિશ્વ લખી લેઉં.

મારી જાતને રાતદહાડો વહીવહીને પળે પળે હું થાકી જાઉં છું. તારા સૌને મારૂં પોતાનું કરીને એ સૌમાં મારૂં એ થાકયું હૈયું સ્થાપીશ. તારાં નાનાં નાનાં સુખદુઃખ પાણીના ઘડાશાં માથા ઉપર દુરુહ ભારે દબાવે છે. એને ભાગી નાખી વિશ્વસાગરના જળમાં ડુબકી મારીશ ને માથે વિપુલ જળનો ભાર સહેજે વહી જઇશ.

વચ્ચે વચ્ચે કદી જ્યારે વિષાદ આવીને અંતરના પ્રકાશને પલકમાં ગળી જાય, ધીરે પગલે થાક આવીને તારી પૂજાની દાંડીને ધીરે ધીરે ઢીલી ને મર્યા જેવી કરી નાખે, ત્યારે ય મન ભય પામો ના, ત્યારે ય અટલ આશા તારી તરફ જાગતી રહો.

તારા જ ઉપર નિર્ભય રહીને એ થાકની રાતે ઉંઘને સાદ કરી મારું સૌ અંતર નિર્ભયતાએ માર્ગની ધૂળને સમર્પું, તારી પૂજાના અતિદરિદ્ર ઉત્સવમાં પ્રાણપણબળે, થાકયે ચિત્તે મારો ક્ષીણ નાદ ના ઉઠાવું, એમ હો.

એને નવીન પ્રકાશમાં ફરી જગાવવાને દિવસની આંખમાં તું રાત્રિ આણી દે.

નૈવેદ્ય : ૯૯

તારી પાસે આ મારી છેલ્લી પ્રાર્થના છે: અંતરના અંતરમાંથી મારી સૌ ક્ષીણતાને દૃઢબળે છેદી નાખ, પ્રભુ મારા. સુખને કઠણ કરી સુખની સાથે વીર્ય દે; દુ:ખમાં વીર્ય દે, જેથી દુ:ખ પોતાને શાન્તસ્મિત મુખે ઉવેખી શકે; ભક્તિનું વીર્ય દે, જેથી પ્રીતિમાં સ્નેહમાં પુણ્યમાં એ ફુટી ઉઠીને કર્મમાં સફળ થાય; ક્ષુદ્રજનની અવગણના ના કરવાનું, બળના ચરણમાં ના આળોટવાનું વીર્ય દે, ચિત્તને રોજરોજની તુચ્છતાઓથી ઉંચે રાખી શકવાનું વીર્ય દે.

તારે ચરણે માથું રાખી રાતદિવસ જાતને સ્થિર રાખવાનું વીર્ય દે.

સંસારમાં તેં મને જે ઘરમાં રાખ્યો છે, એ જ ઘરમાં સૌ દુઃખ ભુલીને રહીશ. એનું એક બારણું કરુણા કરીને તારે હાથે રાતદહાડો ઉઘાડું રાખજે. મારાં સૌ કાજમાં, મારા સૌ અવસરમાં તારા પ્રવેશને માટે એ બારણું રહેશે, તારા ચરણની રજ લેઇને ત્યાં થઇ વાયુ મારા હૃદય ઉપર વહી આવશે. એ બારણું ખોલીને તું ઘરમાં આવશે, એ બારણું ખોલીને હું બહાર જઇશ.

બીજાં બધાં સુખ પામું કે ના પામું, તોય મારે માટે એક સુખ તો રાખજે. એ સુખ કેવળ તારૂં ને મારૂં, એ સુખની ઉપર તું જાગતો રહેજે, પ્રભુ. બીજાં બધાં સુખ એને ઢાંકી દે નહિ, સંસાર એના ઉપર ધૂળ નાખે નહિ, એટલા માટે સૌ કોલાહલમાંથી એને ઉઠાવી લેઇ તારા ખોળામાં જતન કરીને ઢાંકી રાખજે. બીજાં ગમે એટલાં સુખે ભીખની ઝોળી ભરાઓ, પણ એ એક સુખ તો તું મારે માટે રાખજે જ.

બીજા ગમે એટલા વિશ્વાસ તુટી જાય, પણ એક વિશ્વાસ તો મારા ચિત્તમાં લાગી રહો, સ્વામી. જે અનલનો તાપ જ્યારે હું સહું, ત્યારે તે મારી છાતીમાં તારૂં નામ ડામી દો. મારા મર્મસ્થાનમાં જ્યારે દુઃખ પેસે, ત્યારે એ તારા સ્વાક્ષર આણો; કઠોર વચન ગમે એટલા ઘા કરે, પણ તે સૌ ઘામાં તારો સુર જાગી ઉઠો. પ્રાણમાં અનેક વિશ્વાસ તુટી જાય, તોય એક વિશ્વાસમાં તો મારૂં ચિત્ત લાગી રહો.

# શબ્દકોષ

અકુંઠિત : મુક્ત

અંચળો : પાલવ

અટલ : અચળ

અતીત : ગએલો, દૂર

અદૃષ્ટ : ભાગ્ય

અધિષ્ઠાન : વાસ, સ્થિતિ

અન્તરતર : હૃદયની અંદરનું

અન્યમનો : બીજા વિષયમાં મન જેનું લાગ્યું હોય એવો

અભિસાર : નાયકનાયિકાનું સંકેતસ્થાને સ્નેહ-મિલન

અવારિત : મુક્ત

આકુળ : આકળું, અધીરું

આત્મીય : નિજ, અંતરંગ, પોતાનું

આયોજન : ઉદ્યોગ, તૈયારી

આલોક : પ્રકાશ

ઈંગિત : સંજ્ઞા–સાન, ચિહ્ન, નિશાની

ઉચ્છ્વાસ : પ્રાણ

ઉતરોલ : સં. उत्तरोल, બં. ઉતરોલ, હિં. રોલા: ઊંચો સ્વર. ગુજરાતીમાં એવો યોગ્ય શબ્દ ના જડ્યાથી અને આ બંગાળી શબ્દ સારો લાગ્યાથી લીધો છે.

ઉદાત્તવાણી : મહાવાણી

ઊર્ધ્વલોક : સ્વર્ગ, ઊંચી ભાવના

કંકણી : કાંકણ

કલકંઠ : મધુર શબ્દ કરતો કંઠ, (વળી મધુર છે કંઠ જેનો એ—કોયલ, કવિ, કબુતર પણ)

કલકલ : મધુર, અસ્પષ્ટ નાદ

ક્ષતચિહ્ન : ઘાની નિશાની વાળું

ગાથા : ગીત, સ્તોત્ર

ગોપનચારી : ગુપ્ત રીતે ફરે તે

ગોરજ : ગાયો સમીસાંજે ચરીને ઘેર આવે ત્યારે એમના ચાલવાથી રજ ઉડે છે, તેથી તે સમયને ગોરજ કહે છે.

ઘૃણા : અવજ્ઞા, લાજ, (વળી દયા પણ)

ચક્રવાલ : (ચક્ર) ફરતી (વાલ) વાડ; બૌદ્ધ તથા જૈન વિશ્વવેત્તાઓને મતે વિશ્વની ચારે બાજુએ ફરતો ઉંચા પર્વતનો કોટ; એનો પાયો સમુદ્રમાં મનાય છે. ક્ષિતિજ, દષ્ટિમર્યાદા

ચરાચર : જંગમસ્થાવર

છલના : વંચના, છેતરપંડી

જલાંજલિ : તર્પણ

જીવનકુંજ : જીવનનો લતામંડપ

જ્ઞાનાતીત : જ્ઞાનની પારનું

ઝંઝાવાત : વાવાઝોડું

ઝડી : વાવાઝોડું, વરસાદની ઝડી

તરંગમાળા : મોજાંની હાર

તરલ : પ્રવાહી, ચંચળ, ચપળ

દીપ્ત : દીપતો, તપતો

દુરૂહ : સહેવે–વહેવે કઠણ એવું

દુર્વહ : સહેવે–વહેવે કઠણ એવું

ધારણાતીત : ધારણાની કે કલ્પનાની પારનું

નર્તન : નાચ

નિર્ભર : વિશ્વસ્ત

નિષ્ઠુર : કઠોર

નીરવ : જ્યાં કશોય શબ્દ નથી એવી શાન્તિ

નીલામ્બર : નીલું વસ્ત્ર પહેર્યું છે જેણે, આકાશ,

નીહારિકા : વરાળ જેવા દેખાતો નક્ષત્રનો દૂર દૂરનો આકાશભાગ, Nebula

પદાનત : પગ તળે દબાએલો

પલ્લવ : કુણાં પાન, પાલવ

પુરસ્કાર : આદર, માન, ઇનામ, બદલો

પુલકી ઉઠ્યો : આનંદી ઉઠ્યો

પૂજાપદ્મ : પૂજાને માટેનાં પદ્મ

પૌરુષ : પુરુષત્વ, પરાક્રમ, વીર્ય, તેજ

પ્રકાણ્ડ : વિશાળ

પ્રશાન્ત : ગમ્ભીર

પ્રસ્ફુટ પ્રફુલ્લ, ખીલેલું

પ્રાણપણે : પ્રાણને પણમાં—હોડમાં મુકીને, ગમે તે રીતે

પ્રેયસી : પ્રિયતમા

બર્બર : Gr. Barbaros, સં बर्बर, જેનું બડબડ બોલવું સમજી ના શકાય તે, વિદેશી, યવન, જંગલી

બ્રાહ્મમુહૂર્ત : મળસ્કું

ભદ્રવેશી ભલા દેખાવની

ભવગહન : સંસારની અટપટી

ભવન : ઘર

ભુવન : લોક, જગત

ભૈરવીગાન : ભૈરવી રાગિણીએ ગવાતું ગાન

મર્મરનાદ : ધીરે ધીરે શબ્દ

મા ભૈ : ડરો મા

મૌનમૂક : મૂગો

રોમકુપ : જેમાંથી રોમ–રુવાં ફૂટે છે એ છિદ્ર

લય : નૃત્યગીતવાદ્યની એકતાનતા ; એના ત્રણ ભેદ દ્રુત, મધ્ય, વિલમ્બિત

લલાટિકા : કપાળનું ભૂષણ–તિલક, બંધી વગેરે

લોકલોકાન્તર : સર્વ લોક

લોલુપતા : અતિલાલસા
વરેણ્ય : શ્રેષ્ઠ ; પ્રાર્થનીય
વાવંડા : વાયુ, પવન.
વિજન : કોઈ માણસ જ્યાં ના હોય ત્યાં
વિલાસલાલન : વિલાસનું લાડ
વિશ્વચરાચર : વિશ્વસમસ્ત
વિશ્વભુવનહીન : વિશ્વ નથી, ભુવન નથી જ્યાં એવું સ્થાન
વિસ્વાદ : નીરસ
વિહ્વલ : ઘેલું, બાવરૂં
વીર્યજ્યોતિષ્માન : વીર્યે પ્રકાશતું
વ્યગ્ર : વ્યાકુળ, ચિન્તાતુર
શતદલ : સેંકડો — અનેક પાંખડીવાળું
શાન્તસ્મિત : શાન્તિએ કંઇક હસવું તે
શાસન : આજ્ઞા, હુકમ
શૂન્યમના : કશા વિષયમાં મન જેનું લાગ્યું ના હોય એવા
શ્યામલ : નીલું (વળી કાળું પણ)
શ્રીહસ્ત : શુભ હાથ
સંચારક્ષેત્ર : સંચરવાનો — ફરવાનો પ્રદેશ
સંજીવની : જીવન આપે એવી
સંશયાતીત : શંકાની પારનું
સિંહદ્વાર : મુખ્ય દરવાજો
સૃજનબળ : સૃષ્ટિનું બળ
સૌમ્ય : શાન્ત, પ્રસન્ન
સ્તુપાકાર : ઢગલાને ઘાટે
સ્પંદન : સહેજ હાલવું તે
સ્વર્ણશ્યામ : સોનેરી તથા કાળો મળી બનતા રંગનું
સ્વાક્ષર : સહી, Signature
હિંસ્ર : હિંસક, ઘાતકી